# कागळ तथा दस्तावेजना नमुना.

## ( ચીઠીઓ તથા અરજીઓ સહિત. )

પ્રસિદ્ધ કરનાર,

માણેકલાલ કેશવલાલ.

અમદાવાદ.

ધી ચંદ્રપ્રકાશ પ્રેસ-ઘીકાંટા.

સંવત ૧૯૫૯. સન ૧૯૦૩.

કીંમત દોઢ આનો.

# પ્રસ્તાવના.

નિશાળોનાં ધોરણમાં કાગળ અને દસ્તાવેજ દાખલ કરવામાં આવેલા છે. તેથી માર્ગ દર્શક નાની ચોપડીની ખોટ હોવાથી માસ્તરોને અને વિદ્યાર્થીઓને કેટલીક અડચણ છે, એમ સમજી સન ૧૮૯૨ માં આ ચોપડીની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી હતી.

બીજા ગૃહસ્થો તરફથી પણ આ ચોપડીના જેવા ઉદ્દેશવાળી ચોપડીઓ તે વખતે બહાર પડી હતી, પણ બધા માણસના વિચાર હમેશાં સરખા હોતા નથી. વિચાર સંકળના દરેકની ચોપડીમાં જુદી જુદી હતી. જેને જે વિચાર સંકળના ગમી તેણે તે જાતની ચોપડીને ઉત્તેજન આપ્યું. મારી ચોપડીની ચાર આવૃત્તિ ખપી જવાથી આ પાંચમી આવૃત્તિ બહાર પાડી છે.

માણેકલાલ કેશવલાલ,

પ્રસિદ્ધ કર્તા.

# અનુક્રમણીકા.




વિષય. પૃષ્ટ.

ઉપમાઓની સમજણ......૫

અટકો વિષે સમજણ......૬

ધંધાની અટકો............૬

નમસ્કારની સમજણ.........૭

**ભાગ ૧ લો.**

માસ્તર ઉપરની ચીઠી......૮

પિતાજી ઉપરની ચીઠી......૮

મિત્ર ઉપરની ચીઠિયો......૯

નાના મોટા વચ્ચે ચીઠિયો...૯

વહેવારી કામની ચીઠિયો...૧૦

મનોયત્ન....................૧૧

**ભાગ ૨ જો.**

કાગળમાં લખવાની બાબતો...૧૨

કાગળમાં આવતા કઠણ શબ્દોના અર્થ....................૧૩

દીકરાનો બાપ ઉપર કાગળ...૧૦

ઉપરના કાગળનો જવાબ (દીકરા ઉપર)..................૧૪

દીકરાનો બાપ ઉપર કાગળ ૨ જો......................૧૫

ઉપરના કાગળનો જવાબ (દીકરા ઉપર)...............૧૬

વડીલ ( કાકા, મામા, માસા, મોટાભાઈ ) ઉપરનો કાગળ.૧૭

વિષય. પૃષ્ટ.

ઉપરના કાગળનો જવાબ. ( ભાણેજ, ભત્રિજો, નાનાભાઈ ની ઉપર )...........૧૮

શેઠ ઉપરનો કાગળ........૧૮

ઉપરના કાગળનો જવાબ (ગુમાસ્તા ઉપર)..............૧૯

મિત્ર ઉપરનો કાગળ......૧૯

લગ્નની કંકોત્રી............૨૦

જનોઈ આપવાની કંકોત્રી...૨૧

કાળોત્રીઓ ( માઠી ખબરના કાગળ. )...........૨૧

દિલાસા પત્ર...............૨૨

સ્ત્રીને પત્ર..................૨૨

ઉપરના કાગળનો જવાબ (સ્ત્રીએ સ્વામીને લખેલો પત્ર).૨૩

દીકરીનો મા ઉપર કાગળ...૨૩

માનો દીકરી ઉપર કાગળ...૨૪

બ્હેનનો ભાઈ ઉપર કાગળ.૨૪

ભાઇનો બ્હેન ઉપર કાગળ.૨૫

બેનપણી વચ્ચે કાગળો.....૨૬

ઇનામના મેળાવડાનું આમંત્રણ તથા પ્રોગ્રામ........૨૭

મનોયત્ન...................૨૭

| વિષય. | પૃષ્ટ. |
|---|---|

## ભાગ ૩ જો.


દસ્તાવેજમાં લખવા જેવી બાબતો ....................૨૮

દસ્તાવેજમાં આવતા કઠણ શબ્દોના અર્થ....................૩૦

ભલામણ પત્ર....................૩૨

હુંડી....................૩૩

ખાંગાડે (કરજાઉ) ખત...૩૩

ખાંગાડે ખત બીજું......૩૫

હાંધા ખત....................૩૬

હાંધા ખત બીજું.........૩૭

સાન ખત....................૩૮

ગીરો ખત....................૩૯

ગીરો ખત બીજું.........૪૧

વેચાણ ખત....................૪૩

વીલ....................૪૪

ગણોત....................૪૭

ભાડા ચીઠી....................૪૮

ફારગતી....................૪૯

તલાકનામું....................૫૦

કરાર....................૫૧

વેપારનો કબાલો............૫૧

મુખ્તિયાર નામું............૫૨

ગનોયત....................૫૩


## ભાગ ૪ થો.


રાજ્ય બંધારણ..........૫૪

અરજીમાં લખવાની બાબતો.૫૬

નોકરી મેળવવાની અરજી...૫૬

નિશાળનું મકાન બાંધવાની અરજી. ....................૫૭

બાંધ કામની અરજી.....૫૮

ઉઘરાતદારનો રીપોર્ટ.......૫૯

પોલીસ પટેલનો રીપોર્ટ...૬૦

રેલવેના ઉપરીને અરજી...૬૦

પોષ્ટ ખાતાના ઉપરીને......૬૧

મ્યુનિસીપાલીટીની રજા ચીઠી.૬૨

સરનામાં તથા મથાળાં...૬૩

મનોયત....................૬૩

# કાગળ તથા દસ્તાવેજના નમુના.



## ઉપમાઓની સમજણ.

*** વડીલ** (આપણાથી મોટા)ની.

પૂજ્યારાધ્યે=પૂજા કરવા જોગ.
સર્વે=બધી.
શુભોપમા=સારી ઉપમા.
જોગ=લાયક.
સદા=હમેશા.
શુભેચ્છક=ભલું ઇચ્છનાર.
મુરબ્બી=વડીલ, મોટા.

*** બાપની.**

શિરછત્ર=માથાનું ઢાંકણુ.
તિર્થરૂપ=તિર્થ જેવા.
પિતાજી=બાપ.

*** માની.**

માતુશ્રી=માજી.

*** પતિ ( સ્વામી ) ની.**

શિરોમણી=માથાનો મુગટ.
સૌભાગ્ય ભૂષણ=જેના વડે સારૂં ભાગ્ય તેવા.

**સાધારણની.**

વિવેક=સારા માઠાની સુજ.
સાગર=સમુદ્ર.
ભાઇશ્રી. } માન અર્થે.
રાજેશ્રી. }

**મિત્રને.**

મિત્ર=સ્નેહી.
પ્રિયમિત્ર=વહાલો દોસ્ત.
પરમપ્રિય મિત્ર=દિલોજાનદોસ્ત.

**સરકારી નોકરને.**

રાજ્યમાનરાજ્યશ્રી=રાજાનુંમાનછેતે.
સાહેબ મહેરબાન=દયાળુ શેઠ.

**છોકરાની.**

કુળદીપક=કુળમાં દીવો.
નેત્રમણી=આંખની કીકી.
ચિરંજીવી. } લાંબી ઉમરવાળો.
દીર્ઘાયુ. }

**કુમારિકાની.**

* આ નિશાનવાળાને વડીલની ઉપમા લખાય.

સરસ્વતિરૂપ=સરસ્વાત જેવી.

**સાધવાની.**

અખંડ સૌભાગ્યવતી=હમેશાં સારા ભાગ્યવાળી.

શ્રીમતી=ધનવાન, સારી બુદ્ધિવાળી.

મહાશયા=સદ્‌ગૃહસ્થની સ્ત્રી.

**વિધવાની.**

ભગવતિ=હરિનું ભજન કરનાર.

**વડીલ વિધવાની.**

ગંગાસ્વરૂપ=ગંગા નદી જેવી પવિત્ર.

**બેનપણીને.**

પ્રિયસખી=વહાલી બ્હેન.

**સાધારણની.**

બ્હેન— } માન અર્થ.
બ્હેનશ્રી. }

## ब. અટકો વિષે સમજણ.

બ્રાહ્મણને—ગોર, જાની, જોશી, ત્રવાડી, દવે, પંડયા, પાઠક, પરોત (પુરોહિત), ભટ, મહેતા, રાવળ, બ્યાસ, શુકલ, શાસ્ત્રી વગેરે.

વાણિયાને-શા. (સાહુકાર,) પારીખ, સંઘવી વગેરે.

ભાટીઆ અને લુવાણાને—ઠા. (ઠક્કર). કણબીને—પા. (પટેલ).

રજપૂતને—જાડેજા, સોલંકી, ચાવડા, વાઘેલા, ગોહલ, વગેરે.

કોળીને—કોટવાળ, બારીઆ, પગી, ખાંટ, વગેરે.

મુસલમાનને-શેખ, સૈયદ, પઠાણ, મલેક, ( મોગલ, ને મીરજાં, ) વગેરે.

અંગ્રેજને—મહેરબાન. પારસીને—શેઠ. સુતારને—ઠાર. બીજી નાતોમાં જે નાત હોય તે લખાય છે.

### ધંધાની અટકો.

દાણા વેચનારને—ફૂડીઆ, કણીઆ.

સીધું વેચનારને—મોદી. કરિયાણું વેચનારને—ગાંધી.

હીરા મોતી વેચનારને—ઝવેરી. દાગીના ગાંઠનારને—પટવા.
શાક વેચનારને—કાછીઆ, કુંજડા. પાનવાળાને—તંબોળી.
દૂધ વેચનારને—સાબળીઆ. ( સુરત તરફ ભાટીઆ. )
મીઠાઇ વેચનારને—કંદોઇ, સુખડીઆ.
ધાતુનાં વાસણ ઘડનાર તથા વેચનારને—કંસારા.
ઇમારતી લાકડાં વેચનારને—કાટપીટીઆ.
ઘરેણાં વેચનારને તથા તેની કીંમત કરનારને—ચોકસી, સોનીવા-
વૈદું કરનારને—વૈદ્ય, દાક્તર, હકીમ. ( ણિયા.
બીજી જાતોમાં તે જે જે જાત હોય તે જાત લખાય છે.

## નમસ્કારની સમજણ.

બ્રાહ્મણ બ્રાહ્મણને--દંડવત્ કે નમસ્કાર લખેછે,
બ્રાહ્મણ બીજા હિંદુને—આશિર્વાદ લખેછે.
બીજી જાતના હિંદુ બ્રાહ્મણને--દંડવત્ કે પ્રણામ લખેછે.
વૈષ્ણવમાં--જેગોપાળ, જેશ્રીકૃષ્ણ કે ભગવતસ્મરણ લખેછે.
શ્રાવક ને ઢુંઢીઆ--જુહાર બોલે તથા લખેછે.
પાટીદાર, રજપૂત, કણબી, કાછીઆ, કોળી તથા બીજી જા-
તના હિંદુમાં—રામરામ લખવાનો રીવાજ છે.
મોટાને (વડીલને)--પ્રણામ, દંડવત્ કે દંડવત્ પ્રણામ લખેછે.
બાપને અથવા ગુરૂને-સાષ્ટાંગ દંડવત્ પ્રણામ લખવાનો ધારોછે.
નાનાને (ઉતરતાને)—આશિર્વાદ કે આશિષ લખેછે.
નાના મોટા સર્વેને-ઘટારત કે યથાયોગ્ય લખાય.

હિંદુઓ—મુસલમાન, પારસી વગેરેને સલામ લખેછે તેમ બીજાઓ હિંદુઓને પણ સલામ લખેછે.

હિંદુઓમાં સરકારી નોકરને—સલામ લખવાનો ધારો છે.

હિંદુ સિવાયની બીજી જાતો (મુસલમાન, પારસી, અંગ્રેજ વગેરે) અરસપરસ સલામ લખેછે.

મુસલમાન મુસલમાનને—દુવાસલામ લખેછે.

---

# ભાગ ૧ લો.

## ચીઠિયો.* (ટુંકો કાગળ).

મુરબ્બી માસ્તર સાહેબ.

વિનતિ જે--મારા પિતા આજ ઓટલેથી પડી ગયા છે તેથી મારે ઘેર રહેવાની જરૂર પડીછે, માટે આજનો દિવસ મારી રજા પૂરવા મહેરબાની કરશો. તા. ૧-૩-૯૨.

સેવક,

ભોગીલાલ કેશવલાલના પ્રણામ.

તિર્થરૂપ પિતાજી-

આપે બે વાગે ઘેર આવવાને કહેલું, પણ મારા માસ્તર સાહેબ તે વખત ત્રિરાશી સમજાવવાના છે, તેથી હું ઘેર આવી શકું તેમ નથી. તા. ૫—૩—૯૨.

લી. શે,

ચિમનના પ્રણામ.

---

* ગામમાં ને ગામમાં અગર પાસેના ગામમાં લખાય છે.

## મિત્રને ચીઠિયો.

પ્રિયભાઇ મોહનલાલ રણછોડદાસ.

વિનતિ જે—પરીક્ષા વખતે આપને ઇનામમાં જે ચોપડીઓ મળી છે તેમાંથી હાલ જે તમારા ખપમાં ન આવતી હોય, તે આ ચોઠી લાવનાર માણસને આપશો. હું થોડા દિવસમાં વાંચીને પાછી મોકલાવીશ. તા. ૧૦–૩–૯૨.

લી. સેવક,

મણીલાલ મગનલાલના પ્રણામ.

---

સ્નેહી મણીલાલ મગનલાલ.

તમારી ચીઠી લાવનાર માણસ સાથે "પુસ્તકમાળા" ભાગ ૨ જો" મોકલ્યો છે, તે વાંચી રહ્યા બાદ મોકલાવી દેશો. એજ વિનતિ તા. ૧૦–૩–૯૨.

લી. સેવક,

મોહનલાલ રણછોડદાસના ઘટારત.

---

## નાના મોટા વચ્ચે ચીઠિયો.

ભાઇ ચુનીલાલ ગોવરધનદાસ.

વિશેષ તમે ધોળકે ક્યારે જવાના છો, તે લખશો. મારે તમારી સાથે કેટલોક સામાન મોકલવાનો છે. એજ તા. ૨૦–૪–૯૨.

લી.

મહાશંકર મુળજીના આશિર્વાદ.

---

મુરબ્બી મહાશંકરભાઇ.

મારે ધોળકે જવાનો વિચાર હતો તે હાલમાં બંધ રહ્યો છે. જવાનું હશે ત્યારે બે દિવસ અગાઉ હું આપને ખબર આપીશ જે મોકલવાનું હોય તે મોકલશો હું પહોંચાડીશ. એજ વિનતિ.

તા. ૨૦-૪-૯૨.

લી. શે.

ચુનીલાલ ગોવરધનદાસના પ્રણામ.

---

## વહેવારી કામની ચીઠિયો.

શા. મનસુખલાલ પરભુદાસ.

લખવાનું કે—આ ચીઠી લાવનાર અમારા ગુમાસ્તા લલ્લુભાઇ ગોપાળને રૂ ૫૦) અંકે રૂપિયા પચાશ અમારે નામે લખીને આપજો. એજ. સંવત ૧૯૪૮ ના ચૈત્ર વદી ૭.

લી.

પરી. જમનાદાસ ભગવાનદાસ.

---

પરી. જમનાદાસ ભગવાનદાસ.

જત લખવાનું કે—તમારી ચીઠી લાવનાર ગોર. લલ્લુ ગોપાળને રૂ ૫૦) અંકે પચાશ આપ્યા છે. તે અમારે ખાતે જમા કરજો. એજ, સવત ૧૯૪૮ ના ચૈત્ર વદી ૭.

લી.

શા. મનસુખલાલ પરભુદાસ.

---

ઘાંચી ગોવિંદ પરભુદાસ.

આ ચીઠી લાવનાર અમારા ચાકર વલ્લભને ધોળા તલનું તેલ અધમણ જોખી આપજો. તેના પૈસા અમારે નામે લખજો. સંવત ૧૯૪૮ ના ચૈત્ર વદી ૯.

લી.

મગનલાલ ધ્રીજભુખણદાસ.

———

મોદી દામોદર હરજીવનદાસ.

આ ચીઠી લાવનારને અમારે નામે નીચે મુજબ સીધું આપજો.

| | |
|---|---|
| દાળ શેર. ૩ | ચોખા શેર. ૪ |
| કણેક (ઘઉંનોલોટ) શેર. ૮ | ઘી શેર. ૩ |
| ગોળ શેર. ૨ા | તેલ શેર. ૧ા |
| મીઠું શેર. ૦ા | હળદર શેર. ૦ા |
| મરચાં શેર. ૦ા | આમલી શેર. ૦ાા |

કુલ તેવીશ શેર આપજો. સંવત ૧૯૪૮ ના ચૈત્ર વદી ૧૨.

સહી. મગનલાલ શંભુલાલ દ. પોતાના.

———

## મનોયત્ન ૧ લું.

૧. નાનાભાઇને આંક ભણી ગયાની ચીઠી, તેના માસ્તર ઉપર લખી આપો!

૨. પિતાજી સાથે વરઘો જવું છે માટે, રજા પુરવાને માસ્તર ઉપર ચીઠી લખો ?

૩. ગાંધીને ત્યાંથી રૂ. ૧) ની ખાંડ અને રૂ ૦। ની સોપારી નામે લખી મંગાવવાને ચીઠી લખો ?

૪. તમારા ઘણા વહાલા મિત્રને તમારી જન્મગાંઠની ખુશાલીમાં ભાગ લેવા ચીઠી લખી તેડાવો ?

૫. મામાને ત્યાં કાલે જમવા ગયા ત્યારે અંગરખું ભૂલી ગયા છો, તે મંગાવવાને ચીઠી લખો ?

---

## ભાગ ૨ જો. (કાગળો.)

### કાગળમાં અવશ્ય લખવાની બાબતો.

૧--સારા અક્ષરથી શબ્દે શબ્દ છુટા પાડી સફાઈબંધ કાગળ લખવો.

૨--કાગળ જે ગામ લખવો હોય તે ગામનું નામ લખવું.

૩--કાગળ જેના ઉપર લખવો હોય તેની ઉપમા અને અટક લખવી.

૪--કાગળ જેના ઉપર લખવો હોય તેનું નામ લખવું.

૫--જે ગામથી કાગળ લખવો હોય તે ગામનું નામ લખવું.

૬--લખનારની યોગ્યતા, અટક ને નામ લખવું.

૭--લખનારે પોતાના તરફથી સલામ વગેરે લખવું.

૮--લખનારે પોતાની તરફની સુખાકારી લખવી.

૯--કાગળમાં લખવાની હકીકત ટુંકાણમાં લખવી, નકામું લખાણ કરવું નહિં.

૧૦-કાગળ ક્યારે લખ્યો તે, સંવત, માસ, પક્ષ, તિથિ, વાર, લખવાં.

## કાગળમાં આવતા કઠણ શબ્દો.

સ્વસ્તિ—કલ્યાણ.
શ્રી—શોભાયમાન.
બંદર—જ્યાં વહાણનો માલ
આવે છે તે ગામ.
મહા—મોટું.
શુભ—સારું.
સ્થાન—ઠેકાણું
લી. લખીતંગ, લખનાર.
આજ્ઞાંકિત—હુકમ પાળનાર.
સેવક—દાસ, ચાકરીમાં તત્પર.
વિ.—વિદ્યમાન, જીવતું.
આશિષ / આશિર્વાદ } સારું ઇચ્છતું.
સાષ્ટાંગ—આઠ અંગ સાથે
દંડવત્—લાકડીની પેઠે વળીને
પ્રણામ—પગે લાગતું
જેગોપાળ—ગોપાળ (પરમેશ્વર)
નો જે.
સેવામાં—ચાકરીમાં
અંગીકાર કરવું—કબુલ રાખવું
વિશેષ—વધારામાં, બીજું
વિનતિ—અરજ

જત—જે.
અત્રે—અહીં
કૃપાથી—દયાથી
કુશળ—સુખી
આપની—તમારી
કુશળતા—સુખીપણું
પરમ—ઘણા
આનંદ—ખુશી
નિરંતર—હમેશાં
પત્રદ્વારા—કાગળમાર્ગે.
સંભાળ—બરદાશ
સમાચાર—ખબર
ચિંતા—ફિકર
સંભાળી—યાદ કરી
સંતોષ—નીરાંત
ડાક—ટપાલ
રવાને કરવું—વિદાય કરવું
રોણક—સારો દેખાવ
શ્રીમંત—પૈસાદાર
ભાંડુ—ભાઇ બેન વગેરે
કંકોત્રી—લગ્ન સંબંધી કાગળ
નિરધાર્યાં—નક્કી કર્યાં

| | |
|---|---|
| સાથ સર્વે—કુટુંબ મિત્ર બધાં | કાળોત્રી—માઠી (મોતની) ખબર |
| પધારજો—આવજો | દેવલોક—સ્વર્ગલોક |
| મંડપ—માંડવો | ઇચ્છા—મરજી |
| દીસશે—દેખાશે | સહેવું—ખમવું. |

---

## દીકરાનો બાપ ઉપર કાગળ (ઘરથી).

સ્વસ્તિ શ્રી મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે સર્વે શુભોપમા જોગ સદાશુભેચ્છક મુરબ્બી શિરછત્ર તિર્થરૂપ પિતાશ્રી એતાનશ્રી થી લી. આજ્ઞાંકિત સેવક ના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સેવામાં અંગીકાર કરશો. અત્રે ઇશ્વરકૃપાથી સર્વે કુશળ છે. આપની કુશળતાનો પત્ર હાલમાં આવ્યો નથી તેથી લખવાની કૃપા કરશો.

દાણાની મોસમ આવી છે માટે ખર્ચીને સારૂ રૂપિયા કોને ત્યાંથી ઉપાડીએ તે લખશો.

મારી માતુશ્રી તથા અમે સર્વે બાંકુ ખુશીમાં છીએ. ઘર તરફની કશી ફિકર રાખશો નહિ, એજ વિનતિ. સંવત ૧૯ ના ( માસ, પક્ષ, તિથિ ને વાર લખવા. )

## બાપનો દીકરા ઉપર (ઉપરના કાગળનો જવાબ.)

સ્વસ્તિશ્રી મહાસુભસ્થાને ચિરંજીવી ભાઇ વિ. એતાનશ્રી થી લી. શુભેચ્છક ના આશિર્વાદ વાંચવા. જત અત્રે હું ખુશી આનંદમાં છું. તમારી સુખાકારીનો કાગળ (માસ, પક્ષ, તિથિ ને વારનો) લખેલો આવ્યો, તે વાંચી આનંદ પામ્યોછું.. એજ રીતે કાગળ લખતા રહેવું.

ખર્ચીને માટે તમારા કાકા મગનલાલ પાસેથી રૂ. ૨૫ લેવા.

અહીંઆં મારૂં કામ પંદરેક દિવસનું બાકી છે તે થઇ રહેથી હું આવીશ, ત્યારે તેમને આપીશ. આ કાગળ તેમને વંચાવવો.

ઘરનાં નાનાં મોટાં સર્વેને મારા આશિર્વાદ છે. ચી. બેન ડાહીને મારીવતી રમાડજો, એને રડાવતા નહિ. આપણાં પાડોશીમાંથી જેજે સંભારતાં હોય, તેમને મારા ઘટારત કહેવા. એજ સંવત ૧૯૫૨ ( માસ, પક્ષ, તિથિ વાર લખવાં. )

## દીકરાનો બાપ ઉપર સુધરેલી રીતે ગામથી લખેલો.

લંડન ( તારીખ, માસ, સન ને વાર. )

શિરછત્ર તિર્થરૂપ પિતા શ્રી.

આપના આશિર્વાદે ને ઇશ્વરકૃપાવડે હું ક્ષેમકુશળ અહીં પહોંચ્યો છું, તેમ આપ પણ કુશળ હશો. પિતાજી ! ઈંગ્લાંડ ઉપડતી વખતે મેં જે ખ્યાલ આ દેશ વિષે કર્યો હતો તેથી મેં ઘણું વિશેષ જોયું છે.

**પારીસનું વર્ણન**–આહા !! હું તેનાં શું વખાણ કરૂં ! આવી ખુબસુરત નગરી આખી દુનિયામાં નથી. તે જોઇ મારી નજરતો છકજ થઇ ગઇ ! જોતાં જોતાંમાં સંશય પેદા થાય કે આ ખરો દેખાવ છે કે ખોટો? હું ઊંઘુંછું કે જાગુંછું? આ નગરી માણસની છે કે દેવતાની ? આમ મનમાં કેટલીકવાર થયાં કર્યું. રસ્તામાં કેવા કેવા ફુંવારા અને સ્થંભો! ઠેકાણે ઠેકાણે કેવાં કેવાં ઝાડ અને બાગ ! કેવાં કારીખાનાં ! એક જોઇએ કે બીજું ભૂલી જઇએ. આ જોઇએ કે તે જોઇએ. ઘરોની રોનક, દુકાનોની બહાર અને રસ્તાની ખુબસુરતી જોઇ જીવ ખુશ ખુશ થઇ જાય. દીવાળીના તહેવારમાં સાંજની વેળાએ જેવા આનંદથી આપણે ફરવા નીકળીએ છીએ તેથી વધારે આનંદથી અહીંઆંના લોકો નિત્ય ફરવા નીકળે છે. આપણી મુંબા-

ઇની દીવાળીતો અહીંની રોજની દીવાળીના વટાવમાં જાય.

**લંડન શહેર**–મોટું ને ગંજાવર છે, તેમાં ૪૫ લાખ માણસની વસ્તી છે. હિંદુઓને ધર્મ જાળવતાં કશી હરકત આવતી નથી. અનાજ, શાક, દૂધ વગેરે જોઇતી ચીજો મળી શકે છે મેં "ક્યામડન ટૌન" માં ઘર ભાડે રાખેલુંછે. ભાડુ દરમાસે ૧૦ પૌંડ એટુંછે. મકાન શણગાર અને સામાન સુદ્ધાંછે. હું બારીસ્ટરની કાલેજમાં દાખલ થયો છું. કાલેજના વડો, પરદેશી પ્રત્યે બહુ પ્રીતિ રાખેછે. મને અહીં કોઇ જાતની હરકત નથી. હાવાપાણી પણ થોડા સહવાસે માફક આવે એવાં છે.

આપ સુખાકારીનો પત્ર લખશો, આનંદી બેનને મારી આશિષ કહેશો. મારી માતુશ્રીને દંડવત્ એજ તા. સદર.

લી. આજ્ઞાંકિત છોરૂં

**ના સાષ્ટાંગ દંડવત પ્રણામ.**

## બાપનો દીકરા ઉપર કાગળ ઉપરના પત્રનો જવાબ.

સ્વસ્તિ શ્રી મહાશુભસ્થાને કુળદીપક નેત્રમણી ચિરંજીવી

એતાનશ્રી લી: શુભેચ્છક ના આશિર્વાદ

વાંચવા, જત અત્રે સર્વે ખુશી આનંદમાં છીએ. તમારી કુશળતાનો પત્ર (તારીખ, માસ, સનનો) લખેલો આવ્યો તે વાંચી સર્વને આનંદ થયો છે. એ રીતે હમેશાં પત્ર લખતા રહેજો.

પારીસ આખી દુનિયામાં સારામાં સારૂં શહેર છે, તેનો અનુભવ જાતે જોયા વગર થતો નથી. પારીસ જોવાથી તમને જે આનંદ થયો તે થવોજ જોઇએ. તેમ લંડન વિષે પણ થયો હશે. દુનિયામાં જોવાનું ઘણું છે, પણ તે બધું જોવાને માટે નથી; પણ તેમાંથી શીખવાને માટે છે.

પરદેશીપર, લુચ્ચા લફંગા વહેલા ફાવે છે; માટે લંડન જેવા મોટા શહેરમાં વધારે સાવચેત રહેવાની જરૂર છે. સોબત કરવી તે પણ કાલેજના હુંશિયાર ને આબરૂદાર છોકરાની કરવી.

આપણા દેશની સ્થિતિ કેવી માઠી છે, તે પારીસ ને લંડન જોવાથી તમારા મનમાં ઠશી હશે. ઘણા દેશીઓ ત્યાં જાય, તો દેશની સ્થિતિ ફરે; માટે તમારે દેશીઓમાં દૃષ્ટાંતરૂપે થવાનું છે.

ઘરમાં આનંદીબેનને તથા તમારી માતુશ્રીને તમારા વગર બીલકુલ ગમતું નથી. (સંવત માસ, પક્ષ, તિથિ ને વાર લખવાં).

---

## વડીલ ઉપરનો કાગળ

(કાકા, મામા, માસા, મોઠા ભાઈ વગેરે ઉપર.)

સ્વસ્તિશ્રી મહાશુભસ્થાને પૂજ્યારાધે સર્વે શુભોપમા જોગ સદા શુભેચ્છક મુરબ્બી શા. એતાનશ્રી થી લી. આજ્ઞાંકિત સેવક શા. ના ×દંડવત્ પ્રણામ સેવામાં અંગીકાર કરશો. જત અત્રે આપની કૃપાથી કુશળ છે. તમારી કુશળતાનો પત્ર (માસ, પક્ષ, તિથિ, વારનો) લખેલો આવ્યો તે વાંચી ઘણો ખુશી થયો છું. વળી એજ પ્રમાણે પત્ર લખવાની કૃપા કરતા રહેશો.

આપણી નાતમાં તડનું સમાધાન થયું નથી ને હાલમાં થાય એમ લાગતું નથી, તે જાણુજો+ વગેરે. ચી. માણેકલાલ તથા ચમન અને ચંચી તથા તેની બા સર્વે ખુશીમાં છે. તેમણે સર્વે ના-

---

× મથાળામાં ઘણાં નામ લખ્યાં હોય તો "યથાયોગ્ય" લખવું.

+ ઘણી બાબતો લખવાની હોય તો દરેક બાબત જુદાં જુદાં પેટાં પાડીને લખવી

નોં મોટાની ખબર પૂછાવી છે. મજસરખું કામ લખશો. એજ વિનતિ. સંવત ૧૯૪૮ ના (માસ, પક્ષ, તિથિ, વાર લખવાં).

## ઉપરના કાગળનો જવાબ (ઊતરતા ઉપર.)

(ભાણેજ, ભત્રિજો, નાનોભાઈ વગેરે.)

સ્વરિતશ્રી મહાશુભસ્થાને સર્વે શુભોપમા લાયક શા. એતાનશ્રી થી લી. શુભેચ્છક શા. ના આશીર્વાદ વાંચજો. જત અત્ર સર્વ કુશળ છે. તમારી કુશળતાનો કાગળ ( માસ, પક્ષ, તિથિ વારનો લખેલો ) આવ્યો તે વાંચી આનંદ થયો. વળી એજ રીતે કાગળ લખતા રહેજો જેથી સંતોષ ઊપજે.

ઇશ્વરકૃપાથી તથા ઘરડાંના પુણ્ય પ્રતાપે ગઇ કાલે ચી. ભાઈ છોટાલાલનું સગપણ ગામ ના શા. નરોત્તમ નાગરદાસની દીકરી રૂક્ષ્મણી સાથે થયું છે તે જાણજો.

ચી. માણેકલાલ, ચમન અને ચંચી તથા વહુ સદાને અમારા આશિર્વાદ કહેવા, ઘરમાં સર્વ તમને સંભારેછે માટે ભાઇ છોટાલાલનું લગ્ન આવતા ચૈત્ર માસમાં લેવાનુંછે તે પ્રસંગે સર્વેને તેડતા આવજો. કામકાજ લખજો, એજ સંવત ૧૯૪૮ (માસ, પક્ષ, તિથિ ને વાર લખવાં),

---

## શેઠ ઉપરનો કાગળ.

સ્વસ્તિ શ્રી મહાશુભસ્થાને, સર્વે શુભોપમા જોગ, શુભેચ્છક મુરબ્બી શેઠ શ્રી પંચ શેઠ એતાનશ્રી બંદરથી લી. શા ના જેગોપાળ વાંચજો. જત આપની કૃપાથી હું ખુશીમાં છું. તમારી સુખાકારીનો કાગળ (માસ, પક્ષ, તિથિ વારનો) લખેલો આવ્યો તે વાંચી વાકેફ થયોછું.

ધારા સભામાં કાપડ ઉપરની જકાતનું બીલ આવવાથી કાપડનું બજાર તેજ થતા પહેલાં મેં રૂ ૨૦૦૦)નું કાપડ ખરીદ કર્યું છે માટે હુંડી મોકલાવી દેશો.

મારા ઘરનો કાગળ આ સાથે બીડયો છે, તે મારે ઘેર પહોચડાવશો. એજ વિનતિ. સંવત ૧૯ (માસ, પક્ષ, તિથિ વાર લખવા.)

---

## ઉપરના કાગળનો જવાબ. (ગુમાસ્તાને)

સ્વસ્તિશ્રી બંદરે મહાશુભસ્થાને વિવેક સાગર શ્રી. એતાનશ્રી લી. શ્રી. ના જે ગોપાળ વાંચજો. જંત અત્રે કુશળછે. તમારી ખુશાલીનો પત્ર (માસ, પક્ષ, તિથિ ને વારનો) લખેલો આવ્યો, તે વાંચી ખુશી થયો છું.

તમે અગમચેતી વાપરી રૂ ૨૦૦૦) નો માલ ખરીદ કર્યો એ બહુ સારૂં કર્યું. આજરોજ પરી. જોઈતા સાંકળા ઉપરની રૂ ૨૦૦૦) ની હુંડી બીડીછે. તે શિકરાએ નાણું લઈ જુવાબ લખજો.

તમારા ઘરનો કાગળ પહોંચાડયો છે. એજ સંવત ૧૯ ( માસ પક્ષ, તિથિ, વાર લખવાં. )

---

## મિત્ર ઉપર કાગળ. (સુધરેલી રીતમાં.)

ધોલાવ તા. ૧૭-૧૦-૫૧ સનિવાર.

પરમપ્રિય મિત્ર તથા શૌભાગ્યવંતાં ભાભી.
અને નેત્રમણી (છોકરાંનાં નામ.)
મુ. અમદાવાદ.

જત અત્રે પરમદયાળુ પરમાત્માની સહાયતાથી અને તમ સ-

રખ્યા મિત્રની આશિષથી સુખશાતામાં છું. તમારી કુશળતાનો પત્ર ઘણા દિવસથી નથી માટે લખશો.

ભાઈજી ગઈ કાલે રાત્રે ત્રણ વાગતાને સુમારે તમારી બાબીને પુત્ર પ્રસવ્યો છે, એ આનંદદાયક વાતથી વાકેફ થશો.

આજરોજ તમારા ઉપર રૂ ૨૫) નો મનીઓર્ડર મોકલાવ્યો છે, તેની વ્યવસ્થા નીચે મુજબ કરજો.

રૂ ૨૦) વીશ રૂપિયા. રા. સા. મહીપતરામના ફંડમાં તમારી મારફત મે અમાઉ ભરાવ્યા હતા તે મુરબ્બી. ખુશાલદાસભાઈને ત્યાં ભરી દેશો.

રૂ ૫) નો મુગટો ૧) બે અગર પોણી બે ગંજી, મરજી ગાદ્દક લેઈ; કોઇ આવતા જતા માણસની જોડે મોકલાવશો. માલ પણ્ોજ સારો લેશો. હિસાબ બીડશો. પ્રીતિમાં વધારો કરશો.

લી. મળવાને આતુર સેવક.
ના પ્રણામ.

---

## લગ્નની કંકોત્રી.

સ્વસ્તિ શ્રી મહાશુભસ્થાને, પૂજ્યારાધે સર્વે શુભોપમા લાયક શા. તથા ( બીજાં નામ ) એતાનશ્રી થી લી શા. ના જેગોપાળ વાંચજો. બીજું લખવા કારણ એ છે જે અમારા ભાઇનું શુભ લગ્ન (માસ, પક્ષ, તિથિ, વારનું) નિર્ધાર્યું છે, તે ઉપર સાથ સર્વેને તેડી વહેલા પધારજો. તમો આવેથી મંડપની શોભા રૂડી દેખાશે. એજ વિનતિ. સંવત ૧૯ ના (માસ, પક્ષ, તિથિ, વાર લખવાં.)

## જનોઈ આપવાની કંકોત્રી.

### મહેરબાન.

વિશેષ વિનતિ કે—ચી. ને જનોઇ આપવાનું શુભ મુહૂર્ત મહા સુદ ૧૩ તા. ૩૦–૧–૮૩ ને સોમવારે સવારમાં નવ વાગતાં નિર્ધાર્યું છે. તે પ્રસંગે આપ સહ કુટુંબ મિત્રમંડળ સહીત પધારી સેવકના આનંદમાં વૃદ્ધિ કરશો. મહા સુદ ૬.

અમદાવાદ પાડા.
જોનીકગામ } લી. સેવક ના પ્રણામ.

---

## મરણ બાબતના કાગળો. ( કાળોત્રી. )

### વૃદ્ધની.

ગામ મધ્યે પા. તથા પા. વગેરે. જોગ ગામ કણભેથી લી. પા. ના રામ રામ વાંચજો. જત લખવા કારણ એ છે જે અમારા કાકા પા. સંવત ૧૯ (માસ, પક્ષ, તિથિ ને વાર) દેવલોક પામ્યા છે તે જાણજો. તેમનું ખર્ચ મહા વદી ૩ ને વાર શનેઉનું છે, તે ઉપર પધારજો. સંવત ૧૯ (માસ, પક્ષ, તિથિ વાર.) ( પાકીટ ઉપર લૂગડાં ઉતારી વાંચવો એમ લખવું. )

---

### જુવાનની.

ગામ મધ્યે પા. તથા પા. જોગ ગામ કણભેથી લી. પા. ના રામ રામ વાંચજો જત લખવા કારણ એ છે જે અમારા ભાઈ સંવત ૧૯ ( માસ, પક્ષ, તિથિ વાર ) દેવલોક પામ્યા છે, તે ઘણું માઠું થયું છે; પણ શ્રી સમજીને ગમ્યું તે ખરૂં. એમાં આપણો કંઈ ઉપાય નથી. એજ સંવત ૧૯૪૮ ના ચૈત્ર સુદી ૫.

## દિલાસા પત્ર.

અમદાવાદ. તા. માસ. સન. વાર.

ચ. રા.

મુ. ખેડા.

તમારા પિતાજીના સ્વર્ગવાસ થયાના સમાચારથી અમારા કુટુંબમાં ઘણી દિલગીરી વ્યાપી રહી છે. તે એવા મમતાળુ હતા કે તમને તો શું ? પણ તેમના સહવાસમાં જે જે માણસો આવ્યાં હશે તે સર્વને, આ માઠા સમાચારથી દિલગીરી થયા વગર રહેવાની નથી.

સર્વને હદ હોય છે, તેમ માણસના જીવનની પણ હદ હોય છે. જન્મ્યું તે જવાનું એ સત્ય વાત છે. તમારા પિતાજી તો અવસ્થાએ પહોચ્યા પછી ગયા છે. તેમની ખોટ કોઇથી પુરી પડે એમ નથી. ઇશ્વર ઇચ્છાજ જ્યારે એવી છે તો તે પરમ કૃપાળુ પ્રભુ પાસે માગીએ છીએ કે તેમના અમર આત્માને અક્ષય સુખ અ.પે. લી. ના ઘટારત.

---

## સ્રીને પત્ર.

સ્વસ્તિશ્રી માહાશુભસ્થાને અખંડ સૌભાગ્યવતી ચેતાનશ્રી થી લી. શુભેચ્છક ના આશિર્વાદ વાંચવા. અત્રે હું ખુશી આનંદમાં છું અને તમે પણ હશો.

હે સુંદરી ! આ દુનિયામાં જન્મ ધરીને જેણે જ્ઞાન સંપાદન નથી કર્યું, તે જીવતાં મૂઆં છે. જ્ઞાને કરીને આપણાં શાં કર્ત્તવ્ય છે તે બરાબર સમજાય છે, માટે તમે અભ્યાસ વધાર્યાં કરજો, પત્ર લખતાં રહેશો. સંવત ૧૯ (માસ, પક્ષ, વાર, લખવાં)

---

## સ્રીએ સ્વામીને લખવાનો પત્ર.

સ્વસ્તિશ્રી મહાશુભસ્થાને પુજ્યારાધ્યે શીરોમણી સ્વામીનાથ. જોગશ્રી લી. આજ્ઞાંકિત ના દંડવત્ પ્રણામ અંગીકાર કરશો. પરમ કૃપાળુ પ્રભુની તથા આપની દયાથી હું સુખમાં છું. આપની સુખાકારીનો મંગળ પત્ર આષાડ વદ ૮ નો મને મળ્યો, તેથી આનંદ પામી છું, આશા રાખુંછું કે એજ પ્રમાણે સંભાળ લેશો.

અત્રે મને સર્વે પ્રકારે સુખ છે. આપે કરેલી સૂચના બરાબર છે. તે પ્રમાણે હું.અભ્યાસ આગળ ચલાવુંછું, અત્રે નાનાં મોટાં સર્વે આપને સંભારે છે, માટે ફુરસદે પધારશો. સંવત ૧૯ (માસ, પક્ષ, તિથી, વાર લખવાં.)

---

## દીકરીનો મા ઉપર કાગળ.

સ્વસ્તિશ્રી મહાશુભસ્થાને પુજ્યારાધ્યે અનેક સરવે શુભોપમા લાયક ગંગા સ્વરૂપ માતાજી એતાન શ્રી થી લી. તમારી પુત્રી બેન ના દંડવત્ પ્રણામ માન્ય કરશો. તમારા પ્રતાપથી હું તથા ઘરનાં સર્વે માણસો સુખમાં છીએ. આપનો સુખાકારીનો પત્ર નથી માટે મન ઘણુંજ ઉદાસ રહે છે.

માજી, મેં આગળથી જરા અળગી ન કરતાં છતાં તે પુત્રીને છેક વિસારી દેવી શું તમને ઘટે છે? આશા છે કે આ કાગળ વાંચી તુરત કાગળ લખશો.

ચી. ભોગીલાલ ને ચમન સારા છે, બેન ડાહી ગાંદીને માંદી રહેછે.

ઘરમાંથી મારા સ્વામીએ, તથા નાનાં મોટાં સર્વેએ ખબર પુછાવી છે; કાગળ લખશો. સંવત ૧૯૫ (માસ, પક્ષ, તિથિ, વાર, લખવાં.)

---

## માનો દીકરી ઉપર કાગળ.

વાડાશીનોર તા. ૨-૮-૯૫.

બેન મહાકોર.

અમદાવાદ.

તમારો તા. ૨૮-૭-૯૫ નો કાર્ડ મળ્યો છે. વળી તેજ પ્રમાણે સુખાકારીનો કાગળ લખતાં રહેવું.

પ્રીય પુત્રી તમે પરદેશમાં અભ્યાસ કરવા ગયાં છો, ત્યાં આપણું કોઈ નહિ માટે તમારાં મડમ સાહેબની સલાહ પ્રમાણે ચાલવું. આપણા દેશની રીતભાતથી તે અજાણ્યાં હોય તે બાબતમાં હિંદુ શિક્ષકોની સલાહ લેવી. ઊંચા શિક્ષણની સાથે સદ્‌ગુણો શીખવાનું એ ખરૂં ઠેકાણું છે.

લી. તમારી માતા,

જયાગવરીના આશિર્વાદ વાંચવા.

---

## ભાઇનો બ્હેન ઉપર કાગળ.

અમદાવાદ. તા. ૩૧-૭-૯૨.

સૌભાગ્યવંતી બ્હેન મણી કેશવલાલ.

નડિયાદ.

હાલમાં તમારો કાગળ નથી માટે લખશો. અત્રે સર્વે સુખ શાતામાં છે.

તમે ત્રણ વરસ થયાં આવ્યાં નથી, તેથી તમારી ભાભી ઝં-ખે છે, માટે એક વાર આવી જાઓ તો સારૂં. તમે જ્યારે આવવાનાં હો ત્યારે અમને લખશો. કે ગાડી ઉપર લેવા આવીએ.

છોકરાંની સંભાળ રાખશો. મારા બનેવીને કહેશો કે તેઓ કાગળ લખે. તમારી સાસુને મારા ઘટરાત કહેશો.

લી. ભાઈ

ચુનીલાલ કેશવલાલના આશિર્વાદ.

---

## ( બ્હેનનો ભાઈ ઉપર કાગળ. )

કપડવણજ તા. ૨૫-૭-૮૫

મોટાભાઇ નારણલાલ જેઠાભાઈ.

અમદાવાદ.

તમારો કાગળ તા. ૨૦ મીનો લખેલો આવ્યો તે વાંચી આનંદ થયો છે, વળી એજ રીતે લખતા રહેશો.

અત્રે સર્વે ખુશીમાં છે. મારી સાસુજી જેઠ વદ ૮ ને દિવસે જાત્રાએ ગયાં છે, તેથી મારાથી આવી શકાય એમ નથી. માટે ઘેરથી બીજા કોઇને તેડાવશો.

મારાં ભાભી પ્રસન્નને મારા આર્શિવાદ કહેશો. ચી. ડાહ્યાભાઈ મણીલાલ, મોહનલાલ ને ચંચીની ખબર લખશો. નાનુને રમાડશો.

લી. બ્હેન.

મહાકોરના યથાયોગ્ય.

---

## બેનપણી ઉપરનો કાગળ.

સ્વસ્તિ શ્રી          મહાસુખસ્થાને સર્વે શુભોપમા જોગ અખંડ સૌભાગ્યવંતી બેન                                  એતાન શ્રી          થી લી. વિયોગી બેન             ના પ્રણામ વાંચશો. અત્રે સર્વે કુશળ છે અને તમારી કુશળતાનો પત્ર લખશો.

સખી ! નાનપણમાં ભેગાં રમતાં જમતાં હતાં, તે આજે એવાં તો જુદાં પડી ગયાં છીએ કે મળવું દુર્લભ થઈ પડ્યું છે. બેન પ્રિયત્તમ અભ્યાસને માટે મુંબાઇમાં રહે છે, પણ મારાં સાસુજી સારાં છે તેથી કશું જણાતું નથી. હેત ભાવ છે તેવોને તેવો રાખશો. કાગળ લખતાં રહેજો. એજ વિનતિ. સંવત ૧૯ ( માસ, પક્ષ, તિથિ ને વાર લખવાં. )

---

## બેનપણી ઉપર કાગળ ૨ જો. ( ઉપરનો જવાબ. )

વહાલી બેન.

મુ.

તમારો (માસ, પક્ષ, તિથિ ને વારનો) લખેલો કાગળ મને મળ્યો છે. વાંચવાથી આનંદ થયો છે. એજ પ્રમાણે હમેશાં પત્ર લખી ઉપકારી કરશો.

પ્રિયતમ અભ્યાસ માટે મુંબાઇમાં રહે છે તે તમને હાલ દુઃખ છે ખરૂં, પણ ખરેખરૂં જોતાં તે દુઃખ આગળ ઉપર સુખરૂપ થશે.

સાસરિયામાં દ્રષ્ટાંત રૂપે થઈ, વિદ્યાની ખરી ખુબીની લોકને ખુબ કરાવવી; એ આપણી વિદ્યાનું સાર્થક છે. ઉભય કુલની શોભા, આપણી રહેણી કરણીમાં રહેલી છે તે તમે સારી પેઠે સમજો છો. આવતા ચૈત્ર માસમાં મારા મગનભાઇનું લગ્ન લેવાનું છે, તે ઉપર હું

પીયર જવાની છું. તમારાથી બને તો આવજો કે મેળાપ થાય. હેતભાવ રાખો છો તેથી વિશેષ રાખજો. એજ. (તા. ગાસ ને સન)

લી. તમારા વિયોગે દુઃખી
ના પ્રણામ.

---

## ઇનામના મેળાવડાનું આમંત્રણ.

મહેરબાન સાહેબ.

ઉત્તર પ્રાંતના મે. કમીશનર સાહેબ બહાદુરના હાથથી તા. ને રોજ સાંજના વાગે નિશાળના મકાનમાં ઇનામ વહેંચાવાનાં છે તે પ્રસંગે પધારવા તસ્દી લેશો. તા. ૧૭-૨-૯૭

લી. સેવક.
ગિરધરલાલ ગોવરધનદાસ
ના પ્રણામ.

### પ્રોગ્રામ.

(૧) ભલે પધાર્યાનું ગીત.
(૨) નિશાળનો વૃત્તાંત. (રિપોર્ટ)
(૩) કીન્ડરગાર્ટન, કસરત, ગીત.
(૪) સંભાષણ.
(૫) રાજ્યગીત.

## મનોયત્ન. ૨ જું.

૧ અમદાવાદમાં અભ્યાસ માટે રહેલો છોકરો, પોતાના બાપને લખી જણાવે કે આ સાલ પાસ થઈ વર્ગ ચઢયો છું. નવી ચોપડીઓ લેવી છે, માટે રૂ ૨૫) મોકલાવો. તેનો કાગળ કેમ લખશો ?

૨ તમારાં માત પિતા જાત્રાએ ગયાં છે, તેમના મંગાવવાથી રૂ ૫૦) નો મનીઓર્ડર કર્યો. તેની તેમને કાશી ક્ષેત્રમાં ખબર આપો.

૩ તમારી નાની બેનનું લગ્ન વૈશાખ શુદ ૩ ને બુધવારનું છે, તેની કંકોત્રી તમારા કાકાને લખો.

૪ તમારા મિત્રને સુરત કાગળ લખો કે તમારે માટે "કરણ ઘેલો" નામની ચોપડી તરત તમારા ઉપર બીડે.

૫ તમારા શેઠે આપેલા હુકમ પ્રમાણે, બજાર તેજ હોવાથી રેશમની પેટી પાંચ તમે ખરીદી શકયા નથી તેનો કાગળ લખો.

૬ તમારી બેનને ભાણીયો અવતર્યાની વધામણી, તમારા બનેવીને લખી જણાવો.

૭ એક વિધવા બ્રાહ્મણીને તેના જમાઇ ઉપર કાગળ લખી આપો. તે માંદી હોવાથી તેની દીકરીને તેડવા ગયેલા માણસ સાથે મોકલે.

૮ તમારા કાકાનો એકનો એક પુત્ર ગુજરી જવાથી તેને દિલાસાપત્ર લખો.

૯ તમારા ફળીઆમાં આગ લાગવાથી પા. રામદાસ બાપુજીનું ઘર બળી ગયું. બીજું નુકશાન થયું નથી. તે વખતે તમે કેટલા ગભરાયા હતા, તેની તમારા મોટા ભાઇને પુને ખબર આપો.

૧૦ એક સાધવા પણ વૃદ્ધ સ્ત્રીનો સ્વામી મુંબાઇમાં રહેછે. માટે કુસલમાં દાણા ભરવાને રૂ ૫૦) જોઇએ. તે કોને ત્યાંથી લેવા તેનો કાગળ લખી આપો.

---

## ભાગ ૩ જો દસ્તાવેજો.

### દસ્તાવેજમાં લખવા જેવી બાબતો.

૧. સંવત, માસ, તિથિ, વાર, તારીખ, માહે, ને સન.

૨. દસ્તાવેજ લખાવી લેનારની અટક, નામ, ને રહેવાનું ઠેકાણું (કેટલાકમાં ઉમ્મર, ગ્નાત, કસબ) લખાય છે.

૩. દસ્તાવેજ લખી આપનારની અટક, નામ, ને રહેવાનું ઠે-કાણું (કેટલાકમાં ઉમર, ગ્નાત, કસબ) લખાય છે.

### અંગાઉ ખતમાં.

अ રોકડા આપેલા કે હિસાબ કરી બાકી કાઢેલા રૂપિયાનો આંકડો, બ્યાજનો દર અને મજમલે માસ એકનું બ્યાજ.

ब રૂપિયાને પેટે કાંઇ અવેજ હોય તો તે યા જામીન હોય તો લખવું.

क રૂપિયા શી રીતે ભરે તે લખવું (હફતા છે કે જ્યારે ધણી માગે ત્યારે.)

### ગીરો તથા વેચાણ ખતમાં.

अ આપવાની મિલકત કઈ રીતે મળી છે (બાપીકી કે વાર-સામાં મળેલી) તે લખવું.

ब સ્થાવર મિલકત હોય તો ગામ, મહોલ્લો કે વગાનું નામ; તેના ખુંટ, માપ. સરકારમાં નોંધાયેલો નંબર અને તાલુકો, જીલ્લો લખવાં.

क જંગમ મિલકત હોય તો–તેનું વર્ણન (રૂપ, ડોળ વગેરે)લખવું.

ड મિલકત કેટલા રૂપિયા લઈ આપી તે, તથા કેવી સરતે આપી ( વેચાણ કે ગીરો ) તે લખવું.

इ મિલકતની સાથે જૂના જે જે દસ્તાવેજ આપવામાં આવે તે જણાવવા.

### ગીરો ખતમાં.

अ કેટલી મુદતને માટે દસ્તાવેજ કરેલો છે તે મુદત લખવી.

ब અસમાનીસુલતાનીએ કે ભાગે તૂટે કોણ જવાબદાર છે તે લખવું.

## વેચાણ ખતમાં.

अ આપનારનો કોઇ પ્રકારનો હક રહે છે કે કેમ તે જણાવવું.

ब આપેલી જમીનમાંથી કાંઇ જડે તો તે ઉપર કોનો કેટલો હક છે તે લખવું.

क આપેલી મિલકતના હક જણાવવા (જેવા કે પાણીનો નીકાલ, જવા આવવાનો માર્ગ, બાજરૂ, કૂવો ને ઝાડ વગેરે ઉપરના હક ).

## ગણોત ને ભાડાચીઠીમાં.

अ કેટલી મુદત માટે છે તે લખવું.

ब કેરાયું ક્યારે ભરે. (દરમાસે કે દરવરસે)

क કબજો મુદત થયે બિન તકરારે સ્વાધીન કરે.

૪ દસ્તાવેજ લખતી વખતે લખી આપનારની તબીયત કેવી હતી તે લખવું.

૫ દસ્તાવેજ લખી આપનારનું મતુ, સહી અથવા નિશાન તેના હાથેજ કરાવવું.

૬ દસ્તાવેજના ખરાપણા માટે આબરૂદાર માણસની સાક્ષીઓ તથા લખીતંગની સાક્ષી કરાવવી.

## દસ્તાવેજમાં આવતા કઠણ શબ્દના અર્થ.

કરજાઉ--કોઇની પાસેથી વ્યાજે લીધેલું નાણું.

આદેઅંગ--લખાવી લેનાર પહેલો માણસ.

દસ્તા ખરણ દતા--હાથ દસકતથી લખી આપેલું દેવું.

જત--જે જે કાંઇ લખવું હોય તે જોડેનો સંબંધ.

અંગ ઉધાર—જાત તથા સાખ ઉપર લખાવી લઈ ધીરેલું નાણું.
જાત મિલકતથી—જાતથી તથા મીલકતથી.
વાલી વારસ—પરવરશી કરનાર તથા મુવાપછી દોલતને ભોગવટો કરનાર.
વસુલ—માગતાના પેટે જે નાણાં ભરાય તે.
તબીયત બહાલ—શરીરની હુશીઆરી.
એકાગત એકાજત—ઘણાંગતાં કરનાર પૈકી એક જણ.
બાપના બોલ—બાપનું બોલેલું.
કાંધાખત—હપતા કરી ખત લખવું તે.
સાનખત—અવેજમાં આપેલી ચીજ બાબતનો લેખ.
ખુંટ—હદ, ચતુર સીમા.
ઉપર દળી—જમીન ઉપરની ભીંતો તથા કાટમાળ.
ચાલચોક—ફરવા હરવાનો રસ્તો તથા ઘર આગળની છુટી જમીન.
રીવીઝનસરવાઈ—સરકારે ફરીથી જમીન માપેલી તે.
કાલવેરી—કાળી. ( ભેંસના રંગનું નામ )

અંગાઉ—શરીર ઉપર.
વાસ્તેવંગ—રહેવાશી.
જોગ—સામા.
મજમલ્લે—એકઠા, એકંદર.
વિગતવાર—બાબતવાર.
ગ્નાતે—નાતે.
વ્યાજવરા—વ્યાજવગેરે ધીરધાર.
દેવધર્મ—પોતાનો ધર્મ.
મતુ—સહી.
શાખ—શાહેદી.
સાનમાં—અવેજમાં અથવા સાટે.

વર્ષે—વરસમાં.
પારસાત—પાછલના.
લી.—લખી આપનાર.
બાધા—બાંધ્યા, એકઠા.
પાવતી—પહોંચ.
કસબ—ધંધો.
મજકુર—ઉપર બતાવેલું.
અત્ર—અહીંઆં.
તત્ર—ત્યાં.
ખડે—બંધ રહે, અટકે.
સદરહુ—ઉપર જણાવેલું.

દીલસાફીતી—સાફ દીલથી. રૂએ—રીતે.
શેરી—ફળીયું. પૈકી—તે મધ્યેથી.
રાજમાર્ગ—ધોરી રસ્તો. નેવ ચૂએ છે—નેવ ટપકે છે.
મુજબ—રીતે, પ્રમાણે. પહોચ્યા—પહોંચ્યા.
ગીરો—ધરાણિયું. કિત્તા—ખેતરનો ભાગ.
અલ્લાખો—હક, સબંધ, દાવો. જીલ્લા ટુકડી—જીલ્લાનો ભાગ.
સનંદયું—સનંદ મળેલું. પેટા ટુકડી—પેટાનો ભાગ.
વિક્રિત—વેચાણુ. અભૂમકુલ—દાવા વગરનું.
નિર્ભ્રાંત—વ્હેમ વિનાનું. ખરીફ—ચોમાસુ પાક.
સાંથ—ગણોત, ખેતરનું ભાડુ. ગણોત—સાંથ-જમીનનું ભાડું.
ભાડાચીઠી—ભાડે આપેલાનો દસ્તાવેજ.
ફારગતી—કોઇ પણ સબંધથી છુટવાનો લેખ.
વીલ—વ્યવસ્થાપત્ર. જઇફ—ઘડપણ.
વ્યવસ્થા—ઘટતી ગોઠવણ, બંદોબસ્ત.
સ્થાવર મિલકત-સ્થિર મિલકત-બીજે ઠેકાણે લઈ ન જવાય તેવી મિલકત.
જંગમ મિલકત—ઉપાડી શકાય તેવી દોલત.
કરાર } કબુલાત કર્યા બાબતનો લેખ.
ઠરાવ }

## ભલામણ પત્ર.

સ્વસ્તિશ્રી મહાશુભસ્થાને સર્વે શુભોપમા લાયક શા. જોગશ્રી લી. શા. ના જેગોપાળ વાંચજો.
જત અત્રેથી પા. તમારી તરફ આવ્યા છે, તેમને જ-

૩૨ પડે તો રૂ સુધી અમારે ખાતે લખીને આપજો ને તેની પહોંચ લખાવી લઈ અમારા ઉપર બીડજો. તેની બાંધણી આજથી દિન સુધીની છે. તે પછી લેવા આવે તો અમારો જવાબ મંગાવીને આપજો. સંવત ૧૯૫ (માસ, પક્ષ, તિથિ ને વાર લખવાં.)

---

લી. પરી. જત આ હુંડી શિકારી નાણું આપજો.

## હુંડી. (નામજોગી.)

સ્વસ્તિ શ્રી બંદરે મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે પરી શ્રી પંચ પરી. . એતાનશ્રી લી. પરી. ના જેગોપાલ વાંચજો. જત અત્રેથી રાખ્યા. પંડ્યા. પાસેથી રૂ ૨૫૦) અંકે બસેને પચાસ નીમે રૂપિયા એકસો પચીસથી બમણા પુરા રોકડા મુંબાઈગરા લીધા છે તેની મુદત હુંડી પહોંચ્યા પછી દિન વળતાની નામે÷ શા. કાળીદાસ ભગવાનદાસ જોગ આપજો. નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૫ ના (માસ, પક્ષ, તિથિ, વાર લખવાં).

લી. શા. છગનલાલ દામોદરના જેગોપાળ વાંચજો.

નીમે રૂપિયા આડીબાસઠથી ચારઘણા અઢીસેં પુરા કરી આપજો. | રૂ ૨૫૦ |

## અંગાઉ (કરજાઉ) ખત.

સંવત ૧૯૪૭ ના વર્ષે અષાડ શુદી ૫ ને વાર તા. માહે સને ૧૮૯૧ ના અંગ્રેજી દિને, આદે અંગ ગામ બારેજા

---

÷ શાહ જોગી હુંડીમાં "નામે શાહ જોગ રૂપિઆ હુંડીની રીતના ગર્થ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો" આમ લખવું.

વાસ્તેવંગ શા. પરસેતમદાસ હરજીવનદાસ. પારસાત જોગ લી. એક[1] ગામ વાસ્તેવંગ પા. નાથાભાઈ જેઠાભાઈ,[2] હસ્તાખરાણુ દત-વા જત અંગઉધાર રૂ ૫૦) અંકે પચાસ પૂરા રોકડા મુંબાઈગરા લીધા છે તે દેવા. તેનું વ્યાજ માસ એકે રૂપિયા એકે દોકડો દોઢ છુટો ચઢે. મજમલે માસ એકના દોકડા પંચોતેર બાંધ્યા ચઢે તે દેવા.[3]

આ ખતમાં લખેલા રૂપિયા તથા તેના વ્યાજના રૂપિયા, દીવાળી બાકીના હિસાબે ગણીને જ્યારે તમો માગો ત્યારે આપીએ. ગામ પરગામ તથા દેશપરદેશ આપીએ, અમારી જાતમિલકતથી તથા વાલીવારથી પૂરા કરી આપીએ.

આ ખતને પેટે જે કાંઇ વસુલ આપીએં, અગર કોઇ પાસે અપાવીએ તો આ ખતમાં વસુલ ભરાવીને અગર જુદી પાવતી લઇને આપીએ. આ ખત અમોએ અમારી રાજીખુશીથી તથા ત-બાયત બહાલથી લખી આપ્યું છે તે અમારે કબુલ મંજુર છે.

| અત્ર. | મતુ. | તત્ર. | શાખ. |
|---|---|---|---|
| ૧ પા. નાથાભાઈ જેઠાભાઈનુ મતુ. દા. પોતાના. | | ૧ શા. પ્રેમચંદ કરમચંદ શાખ ધણી એ હજુર દા. પોતાના. | |
| | | ૧ લી. ભટ છગન કીરપારામ. | |

---

૧. બીજું ગામ હોય તો મોજે  તાલુકે  વાસ્તેવંગ એમ લખવું.

૨. લખી આપનાર વધારે હોય તો, તથા પા.  જણ એ અગર જેટલા હોય તે લખવા.

૩. વધારે લખીઆપનાર હોય તો વધારવું " એકામત એકા-જત દેવા.

## અંગાઉ ખત ૨ જું.

સંવત ૧૯૪૭ ના વર્ષે અષાડ વદી ૬ વાર તા. માહે સને ૧૮૯૧ ના અંગ્રેજી દિને, આદેઅંગ શા. મોતીલાલ ત્રિભુવનદાસ ન્યાતે દશાશ્રીમાળી વાણિયા, કસબ વ્યાજવટાનો. રહેવાશી શહેર અમદાવાદમાં ચંગપોળમાં પાડાપોળના. પારસાત જોગ લી. શા. મનસુખ મગનલાલ ન્યાતે વિશાપોરવાડ વાણિયા, કસબ ગુમાસ્તીનો, રહેવાશી મજકુર શહેરમાં શાહપુર ચકલામાં મંગળ પારેખના. ખાંચાના. હસ્તાક્ષર દસ્તાવેજ-અંગઉધાર રૂ ૧૨૫) અંકે એકસોને પચીશ રૂપિયા રોકડા મુંબાઈગરા લીધા છે તે દેવા. તેનું વ્યાજ માસ એકે રૂપિયા એકે દોકડા પોણા લેખે ચઢે, મજમલે માસ એકના દોકડા પોણી ચોરાણું ચઢે તે દેવા.

આ ખતમાં લખેલા રૂપિયાનું વ્યાજ, દીવાળી બાકીના હિસાબે અધિક માસ સુદ્ધાં ગણીને આપીએ મુદલ તથા વ્યાજના રૂપિયા જ્યારે ધણી માગે ત્યારે ગામ પરગામ, દેશ પરદેશ, અમારી જાત મિલકતથી તથા વાલીવારસથી પુરા કરી આપીએ. આ ખત સિવાય બીજું ખત સંવત ૧૯૪૬ ના જેઠ શુદી ૫ ને દિને લખી આપ્યું છે તે ખરૂં છે. તે દેવું આ દેવાથી જુદું છે. આ ખત અમોએ અમારી રાજીખુશીથી તથા અક્કલ હુશિયારીથી લખી આપ્યું છે, તે અમે અમારા દેવ ધર્મ સાથે પાળીએ સહી. લી. શા. છગનલાલ ઝવેરચંદ ધણી બેહજુર લખ્યું છે.

| અત્ર. | મતુ. | તત્ર. | શાખ. |
|---|---|---|---|
| ૧ શા. મનસુખ મગનલાલ | | ૧ શા. ચુનીલાલ ઝવેરચંદની શાખ. | |
| મતુ. દા. પોતાના. | | દા. પોતાના. ધણી બે હજુર. | |

## કાંધાખત.

સંવત ૧૯૪૭ ના વર્ષે શ્રાવણ સુદ ૧૦ ને વાર       તા. માહે                              સને ૧૮૯ ના અંગ્રેજી દિને આદે અંગ શા. પાનાચંદ હુકમચંદ રહેવાશી મોજે અલીંદ્રા તાલુકે માતરના ગામના. પારસાત જોગ લી. એકગામ વાસ્તેવંગ ઠકર. વનમાળી ગીરધર. હસ્તાખરણ દતવા જત, અંગઉધાર રૂ ૧૫૦) અંકે રૂપિયા એકસોને નેવું, પાછલા ખત તથા ખાતાનો હિસાબ કરી આજરોજે નક્કી કર્યા તે દેવા તેનાં કાંધાં નીચે મુજબ કર્યાં છે. તે પ્રમાણે ચઢે ચઢથા કાંધાના રૂપિયા તમને આપીએ સહી. કાંધું ખડે તો માસ એકે રૂપિયા એકે દોકડો સવા છુટો ચઢે, તે ભરી પુરી આપીએ. કાંધાની વિગત નીચે મુજબ.

રૂ ૭૫) અંકે પંચોતેર રૂપિયા. સંવત ૧૯૪૮ ના ચૈત્ર શુદી ૨.

રૂ ૭૫) અંકે પંચોતેર રૂપિયા સંવત ૧૯૪૯ ના ચૈત્ર શુદી ૨.

રૂ ૪૦) અંકે ચાળીશ રૂપિયા. સંવત ૧૯૫૦ના માગસર શુદી ૧૫

ઉપર મુજબ કાંધાં કર્યાં છે તેના તથા કાંધુ ખડે વ્યાજના જે રૂપિયા થાય *તે અમો અમારી જાત મિલકતથી તથા વાલીવારસથી, ગામ પરગામ પુરા કરી આપીએ.

આ ખતને પેટે જે કાંઈ વસુલ આપીએ અપાવીએ તે આ ખતમાં વસુલ ભરાવીને અગર જુદી પાવતી લઈને આપીએ આ ખત અમોએ અમારી રાજીખુશીથી, તથા દીલ સાબીતીથી, લખી

---

*જમાન હોયતો આટલેથી લખવું કે—તેના જમાન વ્યાસ. થયા છીએ, તે તે આપે અપાવે છુટીએ. આ રૂપિયા અમારી જાત મિલકતથી તથા વાલી વારસથી, ગામ પરગામ, એકામતે એકાજત આપીએ.

આપ્યું છે તે બાપના બોલ સાથે પાળીએ. લી. શા. મગનલાલ હરખચંદ.

| અત્ર. મતુ. | તત્ર શાખ. |
|---|---|
| ૧ ઠકર. વનમાળી ગીરધરનું મતુ, દા. પોતાના. | ૧ પા. માનચંદ મોરારદાસની શાખ. દા. પોતે. |
| (જમાનીદાર હોય તો તેણે મતુ આ જગોએ કરવું.) | ૧ શા. ગલાબચંદ હરચંદની શાખ. દા. પોતે. |

---

## કાંધાખત ૨ જું.

સંવત ૧૯૪૭ ના વર્ષે શ્રાવણ શુદી ૨ ને વાર તા. માહે સને ૧૮૯૦ ના અંગ્રેજી દિને. શા. નરોત્તમ ખેમચંદ. રહેવાશી મોજે માતર તાલુકે આમોદના ગામના પારસાત જોગ લી. પગી વસ્તાજી ઝુમાજી રહેવાશી મજકુર તાલુકાના તેલોદ ગામના. જત તમારી પાસેથી ૪૦) અંકે રૂપિયા ચાળીસ પુરા રોકડા મુંબાઈગરા અમારા ગામના પટેલ અજુભાઈ વિઠ્ઠલભાઈની ભેંશ લેવાને લીધા છે તે, તથા કાંધાના ચઢાવાના રૂ. ૪) મળી, કુલ રૂપિયા ચુવાળીશ દેવા. તેનાં કાંધાં એવી રીતે કર્યાંછે કે આજ દિનથી દર માસે રૂપિયા ચાર અમો તમારે ત્યાં ભરીએ ને માસ અગીઆરે પુરા કરી આપીએ, જો કાંધાં ન ભરીએ તો સંવત ૧૯૪૮ ના પોષ વદી ૨ ને દિને સામટા રૂપિયા આપીએ રૂપિયા ખાડે તો, રૂપિયા એકે માસ એકે દોકડા સવા લેખે વ્યાજ ગણી આપીએ. આ નાણાં અને વ્યાજની સાનમાં અમારી સદરહુ ભેંસ કે જે રંગે કાળવેરી છે, તે લખી આપી છે. તમારા રૂપિયા, સાનમાં લખેલી મિલકતથી, તથા અમારી જાત મિલકતથી કે વાલીવારસથી વસુલ કરી લ્યો, કાંધાના જે રૂપિઆ ભરીએ તે, આ ખતમાં વસુલ કરા-

વીને આપીએ. આ ખત અમારી રાજી ખુશીથી તથા દીલ સાબી-
તીથી લખી આપ્યું છે, તે અમારે કબુલ મંજુર છે. લી. ઠકર ભગ-
વાન બહેચર ધણી એ હજુર લખ્યું છે.

અત્ર. મતુ. તત્ર. શાખ.

૧ પગી વસ્તાજી ઝુમાજીનું મતુ.
દા. પંડ્યા. નરોત્તમ જેશંકરના
મતુ ધણીના કહ્યાથી કર્યું છે.

૧ પા. તરભોવન હીરાદાસની
શાખ. દા. પોતે.
૧ શા. હીમચંદ નાનચંદની
શાખ. દા. પોતે.

---

## શાનખત.

સંવત ૧૯૪૭ ના વર્ષે શ્રાવણ વદી ૧ ને વાર તા.
માહે સને ૧૮૯૧ના અંગ્રેજી દિને. આદેઅંગ મોજે બારેજા
તાલુકે દસક્રોઈ વાસ્તેવંગ. પા. અજુભાઈ જીજીભાઈ પારસાત જોગ
લી. એક ગામ વાસ્તેવંગ પા. નરોત્તમ રણછોડભાઈ. જત તમારે
ત્યાંથી રૂ. ૧૯૯) અંકે રૂપિયા એકસો નવાણું પુરા મુંબાઈગરા
રોકડા લીધા છે. તેનું વ્યાજ માસ એકે રૂપિયા એકે દોકડા ૦॥।
લેખે ચઢે, તે ભરી આપીએ.

આ ખતના રૂપિયા તથા તેના વ્યાજની સાનમાં અમારા બા-
પુકી મિલક્તમાંનું ઘર નં. ૧) મજકુર ગામમાં વાસણદાની શેરી-
માંનું જેમાં અમો રહીએ છીએ તે, તમોને લખી આપ્યું છે. તેના
ખુંટની વિગત.

પૂર્વ દિશામાં, આ ઘરનું બારણું આ ઘરના તાબાની માંડવીમાં
પડે છે. પશ્ચિમ દિશાએ, આ ઘરની પછીત છે તે પા. મોહનભાઈ

મથુરભાઇના આંગણાની છુટી જમીનમાં પડે છે. ઉત્તર દિશાએ, આ ઘરનો કરો પા. વરીભાઈ મકનદાસના ઘરની સાથે સહિયારો છે. દક્ષિણ દિશાએ આ ઘરનો કરો છે તે આગવો છે; અને તે પા. દાજીભાઈ વહાલદાસના ઘરમાં પડે છે.

આ રીતે ખુંટ ચાર વચલું ઘર, અમોએ તમોને સાનમાં આપ્યું છે આ ઘર તમારૂં મન મનાવ્યા સિવાય અમારાથી કોઇને ત્યાં ગીરો કે વેચાણ અપાય નહિ. આ ખતના રૂપિયા, સાનમાં લખેલી મિલકતમાંથી વસુલ ન થાય તો, અમારી જાત મિલકતથી તથા વાલી વારસથી પુરા કરી આપીએ સહી. આ ખતને પેટે જે વસુલ આપીએ અપાવીએ તેં આ ખતમાં વસુલ ભરાવીને, અગર જુદી પાવતી લઇને આપીએ. આ ખત અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુંશયારીથી લખી આપ્યું છે, તે કબુલ મંજુર છે. લી. તલાટી હરિવલ્લભ પરભુદાસ ધણી બે હજુર લખ્યું છે.

| અત્ર | મતુ. | તત્ર | શાખ. |
|---|---|---|---|
| ૧ પા. નરોત્તમ રણછોડભાઇનું મતુ દા. પોતાના, | | ૧ શા. નગીનદાસ ગીરધર શાખ. ધણી બે હજુર. | |

---

## ગીરો ખત.

સંવત ૧૯૪૮ ના વર્ષે ચૈત્ર શુદી ૩ ને શુક્રવાર તા. ૧૫ મી માહે એપ્રીલ સને ૧૮૯૨ ના દિને. પા. મોહનલાલ પરભુદાસ રહેવાશી મોજે નરોડા તા. દસક્રોઇના ગામના. જોગ લી. પા. મોતીલાલ વરજભાઈ. રહેવાશી મોજે હાંસોલ પ્રગણે મજકુરના ગામના. જત અમારી બાપીકી મિલકતનું ખેતર નંગ ૧. મોજે નરોડા તા. દસક્રોઇ જીલ્લાહુકડી તથા પેટાહુકડી અમદાવાદના ગામની સીમમાં સરવે

નંબર ૯૨૦ એકર ૮—૬ ગુંઠાનું, તે મધ્યેથી અમારા ભાગનું એકર ૪—૩ ગુંઠાનું સનદિયું. કીતે બાવાવાળું. તે ખેતરમાં પ્રથમ અમારા બાપ વાવેતર કરતા ને હાલમાં અમો વાવેતર કરીએ છીએ તે અમારા તાબા કબજાનું તેના ખુંટની વીગત.

પૂર્વે—ગોર વહાલાભાઈ શંભુરામનું ખેતર છે. પશ્ચિમે—પા. કાળીદાસ ગીરધરદાસનું ખેતર છે, ઉત્તરે—વ્યાસ જગન્નાથ પુરશોતમનું ખેતર છે. દક્ષિણે—મોરી રાસજી જેઠુંજીનું ખેતર છે.

એ રીતે ખુંટ ચાર વચલું ખેતર, તેમાં દક્ષિણ દિશને છેડે મહુડા નંગ ૨ છે તે સુદ્ધાંતનું અમોએ તમોને ગીરો આપ્યું છે. તેના ઉપર અમોએ રૂ ૨૦૦) અંકે બસેં રૂપિયા મુંબાઈગરા લીધા છે. તેની અવધ વરસ પાંચની કરી છે, મુદત પુરી થએ રૂપિયા આપે ખેતર છુટે. ત્યાં સૂધી રૂપિયાનું વ્યાજ નહિ, ને ખેતરનું દાણ નહિ. આ ખેતર તમો ખેડો ખેડાવો અગર આડગીરો મૂકો, તેમાં અમો હરકત કરીએ નહિ. ઝાડની જે રોલ આવે તેપણ તમે લ્યો દૈવયોગથી ઝાડ પડે, તો તેની જે કીંમત ઉપજે તે તમારા ગીરોખતને પેટે જમે કરો. આ ખેતરનો સરકાર હક ભરવાનો હવેથી તમારે શીર છે. આ ખેતર ઉપર અમારો કોઈ કરજદાર હીસ્સેદાર વગેરે દાવો અલાખો કરે, તેનો જવાબ અમો તથા અમારા વાલી વારસો દઈએ. આ ખેતરનો રસ્તો દક્ષિણ તરફના છેડે થઈને જવા નો છે. આ ગીરોખત અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુંશિયારીથી ને દીલ સાબીતીથી લખી આપ્યું છે, તે કબુલ મંજુર છે, લી. ભટ છગનલાલ કીરપારામ ધણી એ હજુર લખ્યું છે.

| ૧ અત્ર મતું | ૧ તત્ર શાખ. |
|---|---|
| પા. મોતીલાલ વરજભાઈનું મતું. દા. પોતાના. | ૧ પરીખ. અમરસી નંદલાલની શાખ. દા. પોતાના. |
| | ૧ વ્યાસ. વિઠ્ઠલ વનમાળીની શાખ દા. પોતાના. |

## ગીરો ખત ૨ જું.

સંવત ૧૯૫૧ ના વર્ષે જેઠ સુદ ૧૧ ને વાર સોમે તા. માહે સને ૧૮૯ અંગ્રેજી દિને. શા. જમનાદાસ છગનલાલ. રહેવાશી શહેર અમદાવાદમાં ઢાળની પોળના. જોગ લી. શા. નગીનદાસ તારાચંદ કસબ દોસીવાણિયાનો, રહેવાશી શહેર અમદાવાદમાં માંડવીની પોળમાં વીંછીની પોળના. જત અમારૂ બાપીકું ઘર ૧), અમારા કબજા ભોગવટાનું, શહેર અમદાવાદ તાલુકે દસક્રોઈ જીલ્લા ટુકડી તથા પેટા ટુકડી અમદાવાદમાં આસ્ટોડિયા ચકલામાં ઉત્તર દિશાએ, માંડવીની પોળના જવાના રાજ્યમાર્ગથી પશ્ચિમ દિશાએ, વીંછીની પોળમાં મહોલ્લાના માર્ગથી ઉત્તરદિશામાં કૂવા પાસેનું દક્ષિણાભિ મુખનું. તે ઘરમાં પ્રથમ અમારા બાપ રહેતા હતા ને હાલમાં અમે રહીએ છીએ. તેના ખુંટની વિગત.

દક્ષિણ દિશાએ, આ ઘરનું બારણું મહોલ્લાના માર્ગમાં પડેછે. ઉત્તર દિશાની પછીત મગનલાલ તારાચંદના ઘરમાં પડે છે. પુર્વ દિશાનો કરો શા. કાળીદાસ નાગરદાસના ઘરના કરા સાથે સહીઆરો આવેલો છે. પશ્ચિમ દિશાનો કરો, ચોકઠામા પડે છે, તે આગવો છે તે કરે એક બારી છે. આ ઘરના બારણા આગળ બે ઓટલા છે, અને વચમાં પગથીઆં છે ને ઓટલા નીચે ખાળકૂવો છે.

એ રીતે ચાર ખુંટવાળું ઘર ઉત્તર દક્ષિણ લાંબું ગજ ૨૦ તથા ઓટલો ગજ ૧॥ મળી એકંદર લાંબુ ગજ ૨૧॥. પૂર્વ પશ્ચિમ પહોળુ ગજ ૮. ઓટલા નીચે ગજ ૦॥। સમચોરસની ખાળકુંડી છે, તે ઘર ઓરડો પરસાળવાળું મેડા જડીત્ર છે. તે મેડાની બારીઓ રસ્તામાં પડેછે અને મેડા ઉપર ત્રીજોમાળ છે. તે ઉપર બે ઢાળીયું છાપરૂં છે. તેનાં નેવ દક્ષિણ ઉત્તર ચૂએ છે એ રીતનું ઘર અસલ

૯૬ મુજબનુ* તમોને રૂ૩૯૯) અંકે રૂપિયા ત્રણસેને નવાણું રોકડા મુંબાઇગરા લઇને કબજા સાથે ગીરો આપ્યું છે. તેની અવધ વરસ આઠની કરીછે. રૂપિયાનું બ્યાજ નહીં ને ઘરનું ભાડું નહી. અવધ પુરી થએ રૂપિઆ આપે ઘર છુટે. તે ઘરમાં પડે આખડે તો અમો નગીનદાસ તારાચંદ દુરસ્ત કરાવી આપીએ. જો તમારે દુરસ્ત કરાવી લેવું પડે તો તેનું થયેલું ખર્ચ અમે તમને મજરે આપીએ. આ ગીરો ખત અમે અમારી રાજીખુશીથી તથા અક્કલ હુશીઆરીથી લખી આપ્યું છે તે અમારે કબુલ

---

* વેચાણ ખતમાં લખવું કે—અમોએ તમોને રૂ.        ) અંકે રૂપિયા                    રોકડા મુંબાઇગરા લઇને અઘ્રમ કુલ ન દાવા વેચાણ આપ્યું છે. પતાળથી તે આકાશ સુધી કાઠમાળ સાથે અમારા તમામ હક્કો સહીત તમોને વેચાણ આપ્યું છે. હવેથી આ ઘરમાં તમો વસો વસાવો ભાડે આપો કે તમારૂ દિલ ચાહે તે કરો તેમાં અમારો તથા અમારા વાલી વારસ વગેરેનો કોઇ પ્રકારનો દાવો અલાખો નથી.

આ ઘરમાંથી નવેનીધ અષ્ટમાસીધ જે કાંઇ જડે તે તમારૂં છે. આ ઘરનો ભાગ પંચના વાડામાં તથા ખારા પાણીના કુવામાં છે, તે તમો પચની દસ્તુરી આપીને ભોગવો.

આ ઘર શા.                              પાસેથી, અમારા વડીલોએ વેચાણ લીધેલું તેનું વેચાણ ખત, તથા ફારસી દસ્તાવેજ અને સનંદ તમોને આપી છે. આ વિશે કંઈ વાંધો ઉઠે તો તમારી પાસેથી લીધેલા રૂપિયાનો અમો તથા અમારા વાલીવારસ જે હોય તે તમોને ભરી આપીએ.

આ વેચાણ ખત અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુશિયારીથી લખી આપ્યું છે. તે અમારે તથા અમારા વાલીવારસોને કબુલ મંજુર છે ( મતુ તથા શાખ કરાવવી. )

મંજુર છે લી. શા. મોતીલાલ જીવણદાસ ધણી એ હજુર લખ્યું છે.

અત્ર. મતુ. તત્ર શાખ.

શા. નગીનદાસ તારાચંદનું મતુ દા. પોતાના.

૧ પા. ગલાબ ભાઇજીદાસની શાખ દા. પોતે.

૧ પા૦ જેઠાભાઇ કલ્યાણદાસની શાખ દા. પોતે.

## વેચાણ ખત.

સંવત ૧૯૪૮ ના વર્ષે ચૈત્ર શુદી ૭ ને વાર. તા૦ માહે સને ૧૮૯૨ ના અંગ્રેજી દીને. પા. ગીરધર માનદાસ. ન્યાતે લેઉવા કણબી, કસબ ખેતીનો, રહેવાશી મોજે ઉવારસદ તા. દસક્રોઇના ગામના. પારસાત જોગ લી. શા. આશાભાઈ હરજીવનદાસ ન્યાતે દશા પોરવાડ વાણીઆ કસબ, ધીરધારનો, રહેવાશી મજકુર ગામના. જત અમારૂં ખેતર નંગ ૧. નામે ભાટીયું. મોજે ઉવારસદ તાલુકે દસક્રોઈ જીલ્લા ટુકડી તથા પેટાટુકડો અમદાવાદના ગામની સીમમાંનું. અમારા કબજા ભોગવટામાંનું, રીવીઝન સરવાઈ નંબર ૬૦૫ વાળુ, એકર ૨-૬-ગુંઠાનું. અમારા પિતા હરજીવનદાસ કાળીદાસના નામ ઉપર સરકારી દફતરમાં ચાલે છે. તેના ખુંટની વીગત. ઉત્તરે—પા. મોરારજી કહાનજીનું ખેતર છે પૂર્વે—ભટ. ગંગાશંકર અનોપરામનું પસાયતાવાળું ખેતર છે. તથા શા. ચુનીલાલ પ્રેમચંદનું ખેતર છે. દક્ષિણે-પડતર તલાવડીની જમીન છે. પશ્ચિમે—નાળીયુંછે.

આ ખેતરમાં કુવો નામે રામસંવાળો તેના પાણીના ભાગ સુદ્ધાંત તથા ખીજડીનું ઝાડ નંગ ૧ તથા બોરડીઓનાં ઝાડ ૨ એ રીતનાં ઝાડ સુદ્ધાંત. ઝાડ, બીડ, વાડ કાંટા, છેડા પાંળી સમેત અમોએ તમોને

અક્ષમકુલ ના હાવે અઘાટ વેચાણ ૩૦૦) અંકે રૂપિયા ત્રણસે મુ-
બાઈ ગરામાં આપ્યું છે. આજથી આ ખેતર તમારા કબજામાં આ-
પ્યું છે તેમાં તમો તથા તમારા પુત્ર પુત્રાદિક સુખેથી વાવેતર કરો
અગર કરાવો ને ઝાડ પાન સુધાં લ્યો, તેમાં અમો તથા અમારા
વાલી વારસો હરકત કરીએ નહિ. આ ખેતરનો સરકાર હક હવેથી
તમો ભરો. આ મિલકત ઉપર કોઈ પણ માણસ કોઇ પ્રકારની હ-
રકત કરે તો તેનો જવાબ અમો તથા અમારા વાલી વારસો દઇએ
આ ખેતર તમારે નામે ચઢાવી આપીએ. આ વેચાણ ખત અમે
અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુંશિયારીથી લખી આપ્યું છે.
તે અમારે કબુલ મંજુર છે. લી. જોશી. રેવાશંકર ઉમેદરામ ધણી
બે હજુર લખ્યું છે.

૧ અત્ર. મતુ. ૧ તત્ર. શાખ.

૧ શા. આશાભાઈ હરજીવનદાસનું મતુ. દા. પોતાના.

૧ પા. વિઠ્ઠલ વનમાળીની શાખ. દા. પોતે.

૧ શા. હરગોવન દલીચંદની શા-ખ. દા. પોતે.

---

## વીલ ( વસીયત નામું.

હું પટેલ અમથાભાઈ જેઠાભાઈ ધર્મે હીંદુ, જાતના લેઉવા પા-
ટીદાર, ઉમ્મર આશરે વરસ ૬૦ ની, કસબ ખેતીનો. રહેવાશી મોજે
હુસપરા તાલુકે દસક્રોઇના ગામના, આ દુનિયામાં ક્ષણભંગુર દેહનો
મને ભરૂંસો પડતો નથી ને હું જઈફ અવસ્થાનો થયેલો છું. મારે
ફરજનમાં દીકરો નથી. પણ બે દીકરીઓ છે. ને મારી સ્ત્રી નામે
ઝવેર છે. મારો અડીને એટલે ટુંકા પહેડીનો પીત્રાઈ નથી તેથી
મારા ગુજર્યા પછી મારી મિલકતનો બિગાડ ન થાય માટે નીચે લખ્યા
મુજબ બ્યવસ્થા કરવા સારૂ આ વસીઅતનામું મારા સાવધપણામાં
કરૂં છું તેની વિગત.

હુંસપરા તાલુકે દસક્રોઈ જીલ્લા ટુકડી અમદાવાદના ગામમાં ઘર, તથા સીમમાં ખેતરો ને ઝાડ છે તેની વિગત.

ઘર નંગ ૨ જોડા જોડનાં જેમાં અમો રહીએ છીએ, તેના ખુંટની વિગત. આ બંને ઘરનાં બારણાં ઉત્તર દિશાનાં, આ બંને ઘરના તાબાની માંડવીમાં પડે છે તે માંડવીઓ આગળ આ ઘરના તાબાની ઢોર બાંધવાની છુટી જમીન છે, ને પછી માર્ગ છે. તથા બંને ઘરની પછીતો દક્ષિણ દિશાના રાજમાર્ગમાં પડે છે પૂર્વ દિશાનો કરો પા. ગોકળ ધર્મદાસના ઘર સાથે સહીઆરો છે પશ્ચિમ દિશાનો કરો પા. પુંજા ધર્મદાસના ઘર સાથે સહીઆરો છે. એ રીતે ખુંટ ચાર વચલાં ઘર બે જોડા જોડનાં ચાલ્લ ચોક અસલ હદ મુજબ, જમીન ઉપર દળ સુધાંતનાં.

ખેતર નંગ ૧ સરવાઈ નંબર ૨૦. નું એકર ૩–૨ ગુંઠાનું સરકારી ખેડ હકનું કોત્તે વાડીયું તેના ખુંટ આ ખેતરની પૂર્વ દિશાએ ખાંટ બહેચર નથુજીની ખેડ હકનું ખેતરછે પશ્ચિમ દિશાએ નીચે લખેલું સરવાઇ નંબર ૨૨ નું અમારૂં ખેતર છે. તથા ઉત્તર દિશાએ ખાંટ બહેચર નથુજીનું ખેતર છે. ને દક્ષિણ દિશાએ જમાદાર કાસમઅલીનું ખેતર છે. એ રીતે ખુંટ ચાર વચલું ખેતર તેમાં લીંબડીઓનાં ઝાડ નંગ ૫ અમારા ઉછેરનાં છે તે સુદ્ધાંતનું.

ખેતર બીજું સરવાઈ નંબર ૨૨ નું એકર ૬–૯ ગુંઠાનું સરકારી ખેડ હકનું કોતે સડકવાળું તેના ખુંટ આ ખેતરની પૂર્વ દિશાએ ઉપર લખેલા સરવાઇ નંબર ૨૦ નું અમારૂં ખેતર તથા જમાદાર કાસમઅલીનું ખેતર છે પશ્ચિમ દિશાએ રાજમાર્ગનું નાળીયું છે, ઉત્તર દિશાએ સડક છે તથા દક્ષિણ દિશાએ જમાદાર કાસમઅલીનું ખેતર છે એ રીતે ખુંટ ચાર વચલું ખેતર તેમાં ફંડેલ થાળા સુધાંતનો કુવો છે, તથા તે ખેતરમાં આંબાનાં ઝાડ ૬ સમેતનું.

જંગમ મિલકતમાં સોના રૂપાના દાગીના આશરે રૂ ૨૦૦)ની કીમતના તથા તાંબા પીતળનાં વાસણ મણ ૪) ને આશરે આજની

પીંડે રૂ ૫૦) ની કીમતનાં તથા ગાડું રૂ ૪૦)નું તથા હળ વગેરે ખેતીનાં ઓજાર રૂ ૨૦) નાં અને પરચુરણ ઘરવાખરો રૂ ૪૦) ને આશરે કુલ રૂ ૩૫૦) ની મિલકત.

મારે દેવું કોઇનું નથી પણ દેડ આસીઆ હરજીયા તથા ઇછલા લાલીયા પાસે રૂ ૬૦) લહેણા છે તેનું ખત સંવત ૧૯૪૬ ના ફાગણ શુદી ૫ નું લખાવેલું છે.

એ રીતે મારી મિલકત છે તે મિલકતનો જીવતાં સુધી હું માલીક છું ને મારા ગુજર્યા પછી મારી ઓરત નામે ઝવેર માલીક છે, મારી ઓરત ઝવેર જીવે ત્યાં સુધી આ મિલકતની વ્યવસ્થા કરે. મારે બે દીકરીઓ છે તેમાં મોટી દીકરી મહાલક્ષીબા ગામ સોનાયડે પટેલ સખોદાસ વેરે પરણાવી છે તે તથા બીજી દીકરી ખુનજીબા ગામ વેહેલાળના પટેલ ડાહ્યાભાઈ વેરે પરણાવી છે. આ મારી બે દીકરીઓને મારા તથા મારી સ્ત્રી નામે ઝવેરના ગુજર્યા પછી મારી તમામ મિલકતની વારસ ઠરાવુંછું. કુલ અધિકારથી એ સઘળી મિલકત પોતાના કબજામાં લેઈ તે મિલકત વેચીને મારૂં તથા મારી સ્ત્રીનું ક્રિયા ખરચ તેમની નજરમાં આવે તેવું કરે ને વધે તે સરખે ભાગે વહેચી લે. આ મિલકત ઉપર મારી દીકરીઓ સિવાય બીજા કોઇનો કોઈ પ્રકારનો હક દાવો નથી ને કોઈ હક દાવો કરે તો તે આ લેખથી ચાલે નહિ તે સારૂ આ વીલ મેં મારી રાજી ખુશીથી તથા અક્કલ હુશિયારીથી કર્યું છે. તે મારે કબુલ મંજુર છે. સંવત ૧૯૩૮ ના વૈશાખ વદી  વાર  તા.
માહે મે સને ૧૮૯૨ ના રોજ કર્યુંછે. લી. બટ. છગનલાલ કીરપારામ.

અત્ર મતું

૧ પા. અમથાભાઈ જેઠાભાઈની સહી દા. પોતે.

તત્ર. શાખ.

૧ પા. કહાનદાસ ગીરધરની શાખ દા. પોતે.

૧ શા. દોલચંદ દીપચંદની શાખ દા. પોતે.

## ગણોત.

સંવત ૧૯૪૮ ના વર્ષે વૈશાખ વદી ૬ ને બુધવાર તા૦ ૧૮ મી માહે મે સને ૧૮૯૨ ના અંગ્રેજી દિને. પા. જોરાભાઇ ભૂખણદાસ રહેવાશી મોજે ગજેરા તા. જંબુસરના ગામના. જોગ લી. પા. પીતાંબર શંભુદાસ રહેવાશી મજકુર ગામના. જત અમોએ તમારી પાસેથી સંવત ૧૯૪૯ ની સાલનું ખરીફનું વાવેતર કરવાને મજકુર ગામની સીમનાં નીચે લખેલાં બે ખેતરો ગણોતે રાખ્યાં છે. તેના ખુંટની વીગત.

| રીવીઝનસરવેનંબર | ખેતરનું માપ. એકર | ગુંઠા | પૂર્વ દિશાએ. | પશ્ચિમ દિશાએ. | ઉત્તર દિશાએ | દક્ષિણ દિશાએ. |
|---|---|---|---|---|---|---|
| ૪૬ | ૪ | ૩૨ | પા. જેઠાભાઇ સખીદાસનું ખેતર છે. | પા. કાલીદાસ ગીરધરનું ખેતર છે. | પા. પ્રહલાદજી ગણેશનું ખેતર છે. | નાળિયું છે. |
| ૧૫૨ | ૧ | ૧૦ | પા. ભૂલાભાઇ બાપુભાઇનું ખેતર છે. | શા. ભુદર પાનાચંદનું ખેતર છે. | પા. નથુ જેઠાભાઇનું ખેતર છે. | પા. જીવાભાઈ મોતીભાઇનું ખેતર છે. |

ઉપર લખેલાં ખેતરો બે, કુલ જમીન એકર ૬—૨ ગુંઠા. અમોએ તમારી પાસેથી ખેડવા સારૂં સાંથે રાખી છે, તેની સાંથના

રૂ ૪૧ ) અંકે રૂપિઆ એકતાળીશ મુંબાઇગરા કર્યા છે તે રૂપિયા સંવત ૧૯૪૫ ની સાલના પોસ શુદી ૧૫ ને રોજ આપીએ. આ ખેતર સંવત ૧૯૪૯ ના ચૈત્ર શુદી ૨ ના રોજ ખેડખાતર વીગેરેની તકરાર ન કરતાં તમારે કબજે કરીએ. આવતી સાલ તે ખેતરો તમારી ધ્યાનમાં આવે તેને વાવેતર કરવા આપો તેમાં અડચણ કરીએ નહિ આ ખેતરનો જે કાંઇ સરકાર હક હોય તે તમે ભરો. આ ખેતરનાં હદ નિશાન બરોબર અમો રાખીએ. આ ગણોત અમોએ અમારી રાજી ખુશીથી તથા દિલસાબિતથી લખી આપ્યુંછે, તે અમારે કબુલ મંજુર છે. લી. જોશી રેવાશંકર ઉમેદરામ ધણી બે હજુર.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ તત્ર. શાખ. |
| ૧ પા. પીતાંબર શંભુનું મતું ઉપર લખ્યું તે સહીછે. દા. પોતે. | ૧ શા. મયાચંદ માણેકચંદની શાખ દા. પોતાના. |
| | ૧ શા. અમથા જુદાની શાખ દા. પોતાના. |

## ભાડા ચીઠી.

સંવત ૧૯૪૮ ના ચૈત્ર શુદ ૫ ને વાર તા. માહે સને ૧૮૯૨ ના અંગ્રેજી દિને. શા. છગનલાલ મોતીચંદ રહેવાશી શેહેર અમદાવાદમાં ધનાસુતારની પોળમાં ગુંદીની પોળના જોગ લી. શા. અમરચંદ રતનચંદ રહેવાશી મોજે કુબડ તાલુકે દસક્રોઇના ગામના જત તમારૂં ઘર એક શહેર અમદાવાદમાં ઢાળની પોળમાં માતાની શેરીમાં મ્યુનીસીપાલ રજીષ્ટર નંબર ૩૫૬ વાળું શા. હરીકૃષ્ણ વંદ્રાવન તથા ભટ રેવાશંકર શીવશંકર વચલું પૂર્વાભિમૂખના બારણાનું છે તે ત્રણ મજલા સહિત અમોએ તમારી પા-

સેથી ભાડે રાખ્યું છે તેના ભાડાના વરસ એકના રૂ૩૦) અંકે રૂ. પિયા ત્રીશ મુંબાઇગિરા કર્યા છે. તે ભાડું અમો ચઢે ચઢયું આ-પીએ. મુદત પુરી થએ એટલે સંવત ૧૯૪૯ ના ચૈત્ર શુદી ૫ ને દિને બીન તકરારે ઘર તમારે હવાલે કરીએ. વરસ પુરૂં થયા પહેલાં આ ઘર અમો ખાલી કરીએ. અગર ચોમાસા સિવાય તમો ખાલી કરાવો તો જેટલી મુદત અમો તમારા ઘરમાં રહીએ તેટલી મુદતનું ભાડું બીન તકરારે ચૂકાવી આપીએ. અને ઘર તમારે કબજે સોંપીએ. આ ઘરના નેવાંની ખોટ તમો ઘરધણી આપો અને સંચરામણી ખરચ અમારે શીર છે. આ ભાડાચીઠી અમારી રાજી ખુશીથી લખી આપી છે, તે કબુલં મંજુર છે લી. ભટ. મગનલાલ કીરપારામ.

| | |
|---|---|
| ૧ અત્ર મતુ | ૧ તત્ર શાખ. |
| ૧ શા. અમરચંદ રતનચંદ ની સહી દા. પોતાના. | ૧ શા. ગીરધર નાનચંદની શાખ. દા. પોતાના. |
| | ૧ પા. નથુ ડુંગરદાસની શાખ. દા. પોતાના. |

## ફારગતી.

સંવત ૧૯૪૮ ના વર્ષે વૈશાખ વદી ૯ શુકરવાર તા. ૨૦ મી માહે મે સને ૧૮૯૨ અંગ્રેજી દિને. પા. પરભુદાસ ખોડાભાઈ રહે-વાશી મોજે નરોડા તાબે દસક્રોઇના ગામના જોગ લી. શા. પ્રેમચંદ કસ્તુરચંદ રહેવાશી મોજે મજકુર ગામના જત તમારી પાસે અમારૂં લહેણું હતું તેનો આજરોજ હિસાબ કરી રૂ ૬૭૨ાા અંકે રૂપિઆ છસેને સાડી બહોતેર અમોએ તમારી પાસેથી આજ રોજ રોકડા લીધાછે. ત-મારે અમારે હવે કોઈ જાતની લેવડ દેવડ રહી નથી તેની આ ફારગતી

અમોએ અમારી રાજીખુશીથી લખી આપી છે તે અમારે કબુલ મંજુર છે. લી. જોશી. રેવાશંકર ઉમેદરામ ધણી એ હજુર લખીછે.

1 અત્ર સહી. 1 તત્ર શાખ.

1 શા. પ્રેમચંદ કસ્તુરચંદ સહી દા. પોતાના.

1 પા. પીતાંબરદાસ માધવદાસની શાખ દા. પોતાના.

1 શા. ગરબડ મીઠાની શાખ. દા. પોતાના.

## ફારગતી ૨ જી.

( તલાકનામું. )

સંવત ૧૯૪૮ ના વર્ષે વૈશાખ વદી ૯ શુકરવાર તા. ૨૦ મી માહે મે સને ૧૮૯૨ અંગ્રેજી દિને. પગી. હેમતાજી સુરતાજી રહેવાશી મોજે નરોડા તાલુકે દસક્રોઇના ગામના. જોગ લી. મોજે વીસલપુર તાલુકે સાણંદના પગી ધનાજી કાળુજી. જત અમારી પરણેત બાયડી નામે જીતા, તેને ને અમારે બનત આવી નહિ. તેની સાથે તમોએ નાતરૂં કર્યું છે માટે તમારી પાસેથી અમોએ આપણી નાતની રીત પ્રમાણે પંચની વીધમાન રૂ ૧૨) અંકે રૂપિયા બાર મુંબાઇગિરા લેઇને છેડા છૂટકો આપ્યો છે. હવેથી આ બાયડી સાથે અમારો ધણીપણા વગેરે કોઇ પ્રકારનો હક નથી. આ ફારગતી અમારી ખુશીથી તથા દીલ સાબેતીથી લખી આપીછે તે અમારે કબુલ મંજુર છે. લી. જોશી રેવાશંકર ઉમેદરામ ધણીએહજુર લખ્યું છે.

1 અત્ર સહી. 1 તત્ર શાખ.

1 પગી. ધનાજી કાળુજીની સહી દા. વ્યાસ. દાજી રણછોડના.

1 સુખી. અંબારામ કલ્યાણદાસ ની શાખ દા. પોતે.

1 મતાદાર. લલુભાઈ ગુલાબદાસની શાખ દા. પોતે.

## કરાર.

સંવત ૧૯૪૭ ના વર્ષે. આસો શુદ્દી ૭ શનિવાર તા. ૧૦ મી માહે અકટોમ્બર સને ૧૮૯૧ ના દિને. પા. વનમાળી નથુભાઈ રહેવાશી મોજે સરભાણ તાલુકે આમોદ જીલ્લે ભરૂચના ગામના. જોગ. લી ભરવાડ આલા જીવા રહેવાશી મોજે વેડચ તાલુકે જંબુસર જીલ્લે ભરૂચના ગામના. જત તમારો વાછરડો ૧. અમોએ તમારી પાસેથી ભાગે બાંધ્યો છે. તેનો કરાર એવો છે કે વાછરડાને સારી રીતે ઘાસ, દાણો, ખવરાવી પીવરાવી અમો સાચવીએ તમારી ધ્યાનમાં આવે ત્યારે સૌ વાછરડાને ખડી વાળીએ. જે વ્યાજબી કીમત થાય તેમાંથી મુડીના રૂ. ૧૩) અંકે તેર રૂપિયા મુંબાઈગરા જતાં બાકી રૂપિયા અમોને તમો સરખે ભાગે વહેંચી લઇએ. જો આ વાછરડો ચોરીએ જાય, અગર નાશી જાય કે કોઈ પણ રીતે ગુમ થાય તો વાછરડાની કીમતનો આંકડો પંચ કહે તે પ્રમાણે અમો આપીએ. કુદરતજાએ તેના જીવનું જોખમ થાય તો અમો તમોને તે બતાવીને તેને અવલ મંજલ પહોંચાડીએ. આ કરાર અમોએ અમારી રાજી ખુશીથી તથા દીલ સાબિતથી લખી આપ્યો છે તે અમારે કબુલ મંજુર છે. લી. શા. પાનાચંદ સુરચંદ ધણીએહજુર લખ્યુંછે.

| અત્ર સહી | ૧ તત્ર શાખ. |
|---|---|
| ૧ ભરવાડ આલા જીવાની સહી | ૧ પા. મોરાર ગોકળદાસની શાખ. |
| દા. વહાલદાસ ગીરધરના. | ૧ શા. હરગોવીંદ હીરાચંદની શાખ. |

## વેપારનો કબાલો.

સંવત ૧૯૫૧ ના વર્ષે માહા શુદ ૧૫,ને શનિવાર તા. માહે સને અંગ્રેજી દિને મોજે

તા.　　　　ના રહેનાર શા.　　　　　　　જોગ લી. મોજે
તા.　　　　ના રહેનાર પા.　　　　　　જત તમોએ અમારી
પાસેથી કપાસ ભાર ચાર દરેક ભારના રૂપિયા છાશીને ભાવે
આજદિને વેચાણ રાખ્યો છે. અને તે લઈ જઈ રૂપિયા આપ-
વાની મુદત આજથી દિન પંદરની કરી છે. તેના બાનામાં રૂ ૪૦ )
અંકે ચાળીશ રૂપિયા રોકડા મુંબાઈગરા અમોએ તમારી પાસેથી
આજ દિને લીધા છે. તે મુદતની અંદર તમો જ્યારે આવો ત્યારે
તમોને કપાસ જોખી આપીએ જો કપાસ તમોને આંપીએ નહિ તો
ઠરાવેલી મુદતની અંદર કપાસનો જે વધારેમાં વધારે ભાવ હોય, તે
પ્રમાણે હિસાબ કરતાં ખોટના જે રૂપિયા થાય તેનો તથા બાનામાં
લીધેલા રૂપિયાનો જવાબ અમો દઈએ. અગર તમો અમારી હરેક
માલ મિલકતથી કે વાલી વારસથી પુરા કરી લ્યો. પણ તમો મુદતની
અંદર કપાસ ભરાવી ન જાઓ તો તમારા બાનામાં આપેલા રૂપિયા
જાય, મુદત વીતે અમો કશો જવાબ દઈએ નહિ.

આ કબાલો અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુ-
શિયારીથી લખી આપ્યો છે, તે અમારે કબુલ મંજુર છે. લી.
ધણી બેહજુર લખ્યો છે.

| અત્ર | સહી | તત્ર | શાખ. |
|---|---|---|---|
| પા. | ની સહી | ૧ શા. | શાખ દ. પોતે |
| દા. પોતે. | | ૧ પા. | શાખ દ. પોતે |

## મુખ્તિયારનામું.

હું શા. ચુનીલાલ જમનાદાસ રહેવાશી શહેર અમદાવાદમાં કા-
ળુપર ચકલામાં ધનાસુતારની પોળના આ લેખ ઉપરથી શા. અમરતલાલ

પાનાચંદ રહેવાશી શહેર અમદાવાદમાં રાયપર ચકલામાં પરબડીની પોળનાને અખ્તિયાર આપી મુખ્તિયાર નીમું છું કે મારી વતી ગવરમેન્ટ અથવા કોઈ પણ કોર્ટમાં દાવા કરવા સારૂ તથા નકલો લેવા સારૂ, તથા હુકમનામાં થાય તેની બજવણી કરવા સારૂ, તથા કોર્ટમાં જોઇતી હકીકત આપવા સારૂ વગેરે જે જે કામ કરવાને મને છૂટ છે તે તે સર્વે કામ કરવા સારૂ મેં મારી રાજી ખુશીથી તમને મુખ્તિયાર પસંદ કર્યા છે તથા નીમ્યા છે. તા. માહે સન ૧૮૯૫

| અત્ર. | સહી. | અત્ર | શાખ. |
|---|---|---|---|
| ૧ શા. ચુનીલાલ જમનાદાસની. | | ૧ શા. કાળીદાસ નારણ શાખ. | |
| સહી. દા. પોતાના. | | ૧ ભટ. કાશીરામ હરિરામ શાખ. | |

## મનોયત્ન ૩ જું.

૧ અંગાઉ ખતમાં કઈ કઈ બાબતો લખવી પડે છે?

૨ અંગાઉ ખત કેટલી જાતનાં લખાય છે ?

૩ વેચાણ ખતમાં ગીરોખતની કઈ કઈ બાબતો આવે છે ?

૪ રાજમાર્ગ, આદેઆંગ, હસ્તા ખરાજી, દતવા, એકામત એકાજથ, પારસાતના અર્થ લખો.

૫ શાહજોગી હુંડી લખી લાવો.

૬ જમાની ખતમાં અને સાન ખતમાં ફેર શો છે ?

૭ તલાકનામું લખી લાવો.

૮ ભાડાચીઠી લખો.

૯ ૨૫ કળશી ઘઉં રૂ. ૨૨) ને ભાવે રાખ્યા છે અને તેના બાનામાં રૂ. ૫૦ ) આપ્યા છે તેનો કબાલો લખો,

૧૦ મુખ્તિયારનામું લખો. ( હકીકત તમારી મરજી પ્રમાણે લેજો. )

## ભાગ ૪ થો. ( અરજીઓ. )

### રાજ્ય બંધારણ.

હિંદમાં સર્વોપરી બ્રિટિશ રાજ્ય છે. ગાદીપતિ મહારાજા સાતમાં એડવર્ડ લંડનમાં રહે છે, પ્રધાનમંડળ પાર્લામેંટની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવે છે. હિંદુસ્તાન ખાતાના પ્રધાનને સ્ટેટ સેક્રેટરી કહે છે.

હિંદુસ્તાનના સૌથી મોટા હાકેમને ગવર્નર જનરલ કે વાઇસરાય કહે છે. તેના હાથ નીચે દરેક વિભાગમાં ગવર્નર, લેફ્ટેનેન્ટ ગવર્નર ચીફ કમિશનર વગેરે હાકેમ હોય છે.

મુંબાઈ ઇલાકામાં સિંધ, ઉત્તર, મધ્ય ને દક્ષિણ એવા ચાર પ્રાંત છે દરેક પ્રાંતના અધિકારીને રેવન્યુ કમિશનર કહે છે. ઉત્તર પ્રાંતના કમિશનરના તાબામાં ગુજરાતના બધા જીલ્લાની સાથે થાણા ને કોલાબા જીલ્લો છે.

**રેવન્યુ ખાતું.**—મહેસુલ વસુલ કરવાનું કામ કરે છે, તેમાં મુખ્ય અધિકારી રેવન્યુ કમિશનર છે, તેના હાથ નીચે દરેક જીલ્લામાં કલેક્ટર અને તેની મદદમાં આસિસ્ટંટ કલેકટર, ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર, હજુર ડેપ્યુટી કલેકટર હોય છે. તાલુકે તાલુકે મામલતદાર, પહેલો કારકુન અને તાલુકો મોટો હોય તો મહાલકરી. દરેક ગામમાં ઊધ્રરાતદાર અને તલાટી હોય છે. જીલ્લાના અને તાલુકાના અધિકારીઓ ફોજદારી ગુન્હા ચૂકવે છે અને તે વખતે માજીસ્ટ્રેટ કહેવાય છે,

**પોલીસખાતું**—ચોર, ખુની, આગ સળગાવનાર વગેરે હરામખોરોને પકડીને શિક્ષા કરાવવાનું કામ કરે છે. દરેક જીલ્લે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ, આસિસ્ટંટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ અને દરેક તાલુકે ચીફ કોન્સટેબલ ( ફોજદાર) અને દરેક ગામમાં મુખી (પોલીસ પટેલ) હોય છે. તે સિવાય તાલુકામાં પોલીસનાં જુદાં જુદાં થાણાં હોય છે.

**ન્યાય ખાતું**–આ ખાતાથી પ્રજાને ઇન્સાફ મળેછે. આ ખાતામાં મુખ્ય હાઇકોર્ટ છે, ત્યાં ઘણા જજ્જ સાથે બેશી ઇન્સાફ કરેછે અને તે ઇન્સાફ છેવટનો ગણાય છે. આ ઇલાકાની હાઇકોર્ટ મુંબાઇમાં છે ઘણું કરીને દરેક જીલ્લે જીલ્લા જજ્જ હોયછે. તે ફોજદારી ગુન્હાનો ઇન્સાફ કરેછે ત્યારે તેને સેસન જજ્જ કહેછે. અને દીવાની ન્યાય કરેછે ત્યારે તે ડીસ્ત્રીકટ જજ્જના નામે ઓળખાય છે તેના તાબામાં ફોજદારી અને દીવાની ખાતાના ન્યાય કરનાર જુદા જુદા **અમલદાર** હોય છે. ફોજદારી ગુન્હાનો ઇન્સાફ રેવન્યુ ખાતાના અધિકારીઓ કરે છે તે આગળ જણાવવામાં આવ્યું છે.

**દીવાની ખાતામાં**–લેણ દેણ અને કબજા ભોગવટાની ફરિયાદો થાય છે, તેને માટે જીલ્લે ડીસ્ત્રીકટ જજ્જ હોય છે તે આગળ કહેવામાં આવ્યું છે ઘણું કરીને તાલુકે તાલુકે સબોર્ડીનેટ જજ્જ હોય છે. મોટાં શહેરોમાં સ્માલકાજ કોર્ટો હોય છે. તેના ઉપર હાઇકોર્ટની દેખરેખ છે.

**કેળવણી ખાતું**–છોકરાંને ભણાવવાનું કામ કરેછે, આ ખાતામાં દરેક નિશાળમાં મુખ્ય શિક્ષક, ( મેહેતાજી ) તાલુકે તાલુકા માસ્તર, જીલ્લે ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સપેકટર, પ્રાંતમાં એજ્યુકેશનલ ઇન્સપેકટર અને ઇલાકે ડિરેકટર ઓફ પબલીક ઇન્સ્ટ્રકશન એમ અધિકારીઓ છે. આ ખાતા ઉપર રેવન્યુ ખાતાની દેખરેખ રહે છે.

**લોકલબોર્ડખાતું**–લોકલફંડના પૈસાથી રેવન્યુખાતાના અધિકારીઓ ચલાવેછે, તેમાં મુખ્ય અધિકારી પ્રેસીડેન્ટ કે વાઇસ પ્રેસીડેન્ટ હોયછે.

**મ્યુનીસીપાલખાતું**—દરેક મોટા કસ્બામાં કે શહેરમાં હોય છે, તે નાકાવેરા કે ઘરવેરાથી પ્રજાની સુખશાંતિ સંભાળે છે. તેમાં પણ મુખ્ય અમલદાર પ્રેસીડેન્ટ, ચેરમેન અને સેક્રેટરી હોય છે.

બીજાં ખાતાં ઘણાં છે પણ દરેક ખાતાની હકીકત આપવાથી

ગ્રાઝો લાભ નથી. એમ સમજી તેની હકીકત આપવામાં આવી નથી.

## અરજીમાં લખવાની બાબતો.

૧. જે અધિકારીને અરજી કરવી હોય તેનું નામ સરકાર મહેરબાન કરીને લખવું. નહિં તો એકલો હોદ્દો લખવો. પછી તેનો વિભાગ લખવો.
૨ અરજદાર કયા ગામનો, તાલુકાનો અને જીલ્લાનો રહેવાશી છે તે લખવું.
૩ અરજદારે પોતાનું નામ અને પોતા તરફની સલામ લખવી.
૪ જે બાબતની અરજી હોય તે બાબત લખવી.
૫ જે જે કારણો પોતાના લાભનાં હોય તે તે કારણો કલમવાર લખવાં.
૬ છેવટ તારીખ નાંખવી.
૭ પોતાની સહી કરવી.
૮ અરજીનો જવાબ ક્યાં મળે તે લખવું.

## નોકરી મેળવવાની અરજી.

મહેરબાન રાવસાહેબ+ મણીધરપ્રસાદ તાપી·
પ્રસાદ દેશાઈ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેકટર.
અમદાવાદ વિભાગ.

સાહેબ મહેરબાનને નમ્રતા પૂર્વક સલામ સાથે વિનતી કે મચકુર ગામની નિશાળનો ત્રી. આ. ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવાથી તેની રૂ. ૮) ની જગો ખાલી પડેલી છે તે મને આપશો આ જગોને માટે મે. માસ્તર સાહેબે ચો. આ. જે નિશાળના છઠ્ઠા ધોરણમાં પાસ છે તેને માટે ભલામણ કરેલી છે પણ તેના કરતાં હું વધારે લાયક છું.

---

+ મુસલમાન કે પારસી ડેપ્યુટી ઇન્સ્પેકટરને ખાન સાહેબ લખવું જોઇએ (મામલતદારને પણ આ નિયમ લાગુ પડે છે.)

મેં થર્ડગ્રેડની પરીક્ષાનું સર્ટીફીકેટ મેળવ્યું છે. અને હું ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષામાં પાસ છું.

આપનો નિયમ પણ એવો છે કે નિશાળના છઠ્ઠાધોરણમાં પાસ કરતાં થર્ડગ્રેડમાં પાસ થયેલાને પહેલો પસંદ કરવો, અને ટ્રેનિંગકોલેજની કોઈ પરીક્ષા આપનારને તેથી વધારે હકદાર ગણવો, તો ઉપરની જગો માટે મને વધારે લાયક ગણશો.

આપને છેવટ મારી એટલીજ વિનતિ છે કે સદરહુ જગો મને આપવાને આપને યોગ્ય ન લાગે તો યો. આ. ની ખાલી પડતી ૬૭) ની જગો મને આપવાને કૃપા કરશો. તા.

મોજે ગામડી તા. દશક્રોઇની નિશાળના મેહેતાજી મારફત—

અરજદાર.
પંડ્યા—મોતીરામ શંકરભાઈનો
અતિ નમ્રતા પૂર્વક સલામ.

## નિશાળનું મકાન બાંધવાની અરજી.+

મેહેરબાન એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ બહાદૂર
ઉત્તર પ્રાંત.

સાહેબ મહેરબાનની જીનાબમાં મોજે કરમાડ તાલુકે જંબુસર જીલ્લે ભરૂચના ગામ લોકની અરજ એ છે કે—

અમારા ગામ ઉપર આપસાહેબે દયા કરી નિશાળ સ્થાપી છે, તેથી અમે આપના ઉપકારી છીએ.

હાલમાં આવેલા મહેતાજી સાહેબની કાળજીથી નિશાળમાં છોકરાં ૫૦ ઉપરાંત રહે છે. પણ છોકરાને બેસવા લાયકનું ભાડાંનું મકાન

---

+ આ અરજી ડે. એ. ઈ. ને તથા તાલુકાના મામલતદારને તેમજ કલેકટર સાહેબ બહાદૂરને પણ કરી શકાય.

આ ગામમાં મળી શકે એમ નથી. અને તેથી છોકરાં કેટલીક રીતે હેરાનગતી ભોગવે છે. માટે સવડવાળું મકાન નવું બંધાવી આપશો.

અમે ગામ લોકે ઉઘરાણું કરી રૂ ૨૦૦) ઉત્પન્ન કર્યા છે માટે બાકીના પૈસા આપના તરફથી ખર્ચ કરી પોણોસો છોકરા માય તેવી નિશાળ બંધાવી આપવાને મહેરબાની કરશોજી. તા. માહે
સન ૧૮૯ (ગામ લોકે સહીઓ કરવી.)

## બાંધ કામની અરજી.

સરકાર મહેરબાન કલેક્ટર સાહેબ બહાદૂર.
જીલ્લે ભરૂચ.

સાહેબ મહેરબાનની પવિત્ર સેવામાં મોજે સરભાણુ તાલુકે આમોદના ગામ લોકની અરજ એ છે જે આ ગામના થડમાં આછોદની ખાડી આવેલી છે. ચોમાસાની અંદર ખાડીનું પાણી ગામમાં ભરાઈ જાય છે, ત્યારે ઘણાખરા લોકને દર વરસે થોડું ઘણું નુકસાન વેહવું પડે છે, માટે ખાડીનું પાણી ગામમાં ન આવે તેવું બાંધકામ કરવાને મહેરબાની કરશો.

ખાડીનુ પાણી વરસો વરસ ગામમાં ઘણી વખત આવે છે. તેથી ગામની જમીન ખોદાતી જાય છે માટે જો તેનો વેળાસર ઉપાય કરવામાં ન આવે તો એક વખત એવો પણ આવવાનો સંભવ છે કે ગામ ઉજડ થઈ જાય.

ખાડીમાં જ્યારે પાણી આવે છે ત્યારે બે અઢી માથોડાં હોય છે. તે છેક ગામમાં ધુસી ગઈ છે અને નાનાં છોકરાં અને જનાવરો તણાઈ જવાની જબરી ધાસ્તી છે.

આ ખાડીના ખોદાણથી ગામના તળાવની પાળો પણ ખોદાતી જાય છે અને તેનો વેળાસર ઉપાય નહિ લેવામાં આવે તો ત-

ળાવના આરાના બાંધકામને પણ નુકશાન થાય એમ છે.

આવી રીતે આ ખાડીને લીધે અમે મહા આપદામાં આવી પડયા છીએ, અને અમારા બચાવ માટે આપને અરજ કરીએ છી-એ. એવી સરતથી કે ખાડીથી ગામનો બચાવ થાય તેને માટે જે બાંધકામ કરવામાં આવે તેમાં રૂ ૪૦૦) અમો ગામ લોક મદદના આ-પીશું. ને ગાડાં મફત જોડીશું માટે આપ દયાળુ સાહેબે ગામ લોકના ઉપર દયા કરવી એજ અરજ તા. માહે સન ૧૮૯

(ગામ લોકની સહીઓ.)

## ઊધરાતદારનો રીપોર્ટ.

મહેરબાન રા. સા. મામલતદાર સાહેબ.

તાલુકે વાગરા.

સાહેબ મહેરબાનની જનાબમાં મોજે કેસવણના ઊધરાતદાર પા. ની ઘણી નમ્રતા પૂર્વક સલામ બાદ વિનતિ કે સરવે નંબર ની પડતર જમીનમાં ખીજડાનું ઝાડ હતું. તે મજકુર ગામના પગી. જુમાજી જાલુજીએ કાપીને અત્રેના શા. વેણીચંદ મા-ધવદાસને ત્યાં વેચ્યું છે, તે લાકડાં સદરહુ વેણીચંદના વાડામાં પડયાં છે માટે તાકીદે તપાસ થવાની જરૂર છે. નહિ તો ત્યાંથી લાકડાં બીજી જગોએ જશે. પછી મુદ્દાના માલનો પત્તો લાગવો મુશ્કેલ છે માટે તેની તજવીજ તાકીદે કરશો કે જેથી બીજા માણસો એ પ્રમાણે કરી સરકારની આવકને નુકશાન પહોચાડે નહિ. એજ અરજ. તા.

સહી. પા.

ઊધરાતદાર કેસવણ

વાજા કલમ—ગામનો તલાટી તેના દીકરાના લગ્નને લીધે ૧૦

દિવસની રજા ઉપર છે માટે મારે રીપોર્ટ કરવો પડયો છે. તા. મજકુર
સહી. પા.

ઊધરાતદાર કેસવજી.

## પોલીસ પટેલનો રીપોર્ટ.

સરકાર મહેરબાન ચીફ્કોન્સ્ટેબલ સાહેબ.

તાલુકે જંબુસર.

સાહેબ મહેરબાનની સેવામાં મોજે કનગામના પોલીસ પટેલ કાળીદાસ નારણજીની સલામ. બાદ વિનંતિ કે મજકુર ગામનો સીમાડો જ્યાં નાહર અને કાવલીનો સીમાડો મળે છે ત્યાં કોઈ માણસને કોઈએ મારી નાંખેલું જાણવામાં આવતાં ત્યાં જઈ તજવીજ કરતાં નીચે મુજબ જણાયું છે.

આ માણુસ કોઇએ મારેલું છે કે દાટેલું મડદું જનાવરો ખોદી લાવેલાં છે તે નક્કી કહી શકાય તેમ નથી. કારણ કે જનાવરોએ એટલું ખોતરી ખાધું છે કે તે કઈ જાતનું છે (પુરૂષ કે સ્રી) એ નક્કી થઈ શકતું નથી. માટે બીજા બે ગામના પોલીસ પટેલને તેડાવી ગુન્હો માલૂમ નહિ પડયાથી પંચકયાસ કરી તેને દટાવ્યું છે. તે હકીકતની આપને આ રીપોર્ટથી જાહેર થવાને મારી અરજ છે.
તા૦ માહે સન ૧૮૯૫

સહી. કાળીદાસ નારણજી
પોલીસ પટેલ કનગામ.

## રેલવેના ઉપરીને અરજી.

મહેરબાન ટ્રાફિક મેનેજર સાહેબ.
બી. બી. એન્ડ. સી. આઈ. રેલવે.
મુ૦ મુંબાઈ.

સલામ સાથે વિનંતિ કે ગોધરેથી સાગની જળાઉ લાકડાં

ડબા નં. ૧૫ અમારા ઉપર અમારા આડતીઆ નરભેરામ કેશવરામે તા. ૮-૩-૯૬ ને રોજ વિદાય કર્યા છે. અને તે તારીખની રસીદ અમારી પાસે આવેલી છે. ગોધરે તજવીજ કરી તો ત્યાંથી ડબા રવાના થઈ ચૂક્યા જણાવે છે. તેમજ આણંદ અને અત્રે સૂધીના બીજા સ્ટેશનોએ પણ તે માલ જણાતો નથી; માટે મહેરબાની કરી સદરહુ ડબા ૧૫ નો પત્તો લગાડી વેળાસર અમને પહોંચાડવા બંદોબસ્ત કરાવશો. તા. ૨૦-૩-૯૬

મોતીલાલ વેલાભાઈ.
મેનેજર-ગુજરાત કોટનમીલ્સ કંપની
અમદાવાદ.

## પોષ્ટ ખાતાના ઉપરીને અરજી.

મહેરબાન પોષ્ટલ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ.
મુંબાઈ.

મોજે તોરણા તાલુકે કપડવણજ જીલ્લે ખેડાના નીચે સહી કરનારાઓની નીચેની અરજ રહેમ નીધામાં લેશોજી.

અમારા ગામમાં નાના પાયાપર પોષ્ટ ઓફીસ ઉઘાડવાની ઘણી જરૂર છે. કારણ અત્રે ઘણા વેપારી તથા નોકરીઆત લોકો વસે છે. જે પેટી અત્રે રાખવામાં આવી છે તેમાં કાગળો ભરાઈ જાય છે તથા ડિલેવરીપ્યુનને આ ગામના કાગળો ઘણા લાવવા પડે છે તે ઉપરથી આપની ખાતરી થશે, કે અહીંના લોકો પત્ર વ્યવહાર વધારે કરે છે.

આ ગામના રજીષ્ટર કાગળો, તથા મનીઓર્ડર ઘણા થાય છે. ગામમાં પોષ્ટઓફીસ નહીં હોવાથી તે કામ કરાવવા કપડવ-

ણુજ ઘણા માણસોને જવું પડે છે. માટે કૃપા કરી આ ગામમાં પોષ્ટઓફીસ ઉઘાડશો. તા. ( ગામ લોકની સહી. )

## મ્યુનિસિપાલીટીના સેક્રેટરીને અરજી.

મહેરબાન રાવસાહેબ મ્યુનિસિપાલીટીના સેક્રેટરી સાહેબ.

અમદાવાદ.

સલામ વિશેષ મારૂં ઘર માંડવીની પોળમાં છીપામહાવજીની પોળમાં છે. તે ઉતરાવી તેનો સામાન પોળમાં છુટી જમીનમાં નાંખવાની જરૂર છે, તેમજ કાઠ ઇંટો-ચૂનો વગેરે નાંખવાનું તથા કડીઆ સૂતારને કામ કરવાનું પણ પોળની છૂટી જમીનમાં છે માટે તે જગો વાપરવાને રજા ચીઠી આપશોજી.

આ સાથેના નકશા પ્રમાણે ઘરમાં ફેરફાર કર્યો છે તે બાબત પણ આપને જાહેર કરી છે. તા.

શા ભગવાન લલુ સહી દા. પોતે

## અરજી ઉપર કે પાકીટ ઉપરનાં મથાળાં

મહેરબાન જે. બી. રીડ એસ્કવાયર.

રેવીન્યુ કમીશનર. ઉત્તર પ્રાંત.

મુ૦ અમદાવાદ કે સ્તારી

---

મે૦ રાવસાહેબ લલ્લુભાઇ કૃષ્ણદાસ

મામલતદાર સાહેબ તાલુકે મહેમદાવાદ.

મુ૦ મહેમદાવાદ.

રા. રા. હરિવલ્લભદાસ મોરલીધરદાસ.
ફિમેલ ટ્રેનિંગકોલેજની પ્રાકટીંગ સ્કુલના હેડ માસ્તર.
ઠે૦ માંડવીની પોળમાં છીપા માવજીની ખડકી.
અમદાવાદ.

---

મહેરબાન મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગકોલેજનાં
લેડી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ.
અમદાવાદ.

---

મહેરબાન ઇ. જ્યાઇલ્સ. એસકવાયર.
એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ.
ઉત્તર પ્રાંત.

---

મહેરબાન વિજ્ય પ્રવર્તક પ્રેસના મેનેજર.
અમદાવાદ.

---

## મનોયત્ન ૪ થું

૧ તમારા ગામમાં શા. કાળીદાસ અમીચંદના ઘરમાં ચોરી થવાથી રૂ ૧૫૦) કંઠી, રૂ ૬૦) કલ્લાં, રૂ ૪૦) સાંકળાની જોડ અને રૂ ૫૦)ની નાની નાની સોના રૂપાની જણુશો હરામખોર લઈ ગંયા-નો પોલીસ પટેલ તરીકે ફોજદારને રીપોર્ટ કરો !

૨ તમારા જીલ્લાના કલેકટરને અરજ કરો કે તમે થર્ડગ્રેડ પરીક્ષામાં પાસ થયા છો, માટે તલાટીની ખાલી પડતી જગો વહેંચવાના ઉમેદવારના લીસ્ટમાં તમારૂં નામ દાખલ કરે.

૩ તમારા ગામની સીમમાં કાબુલી લોકનું ટોળું આવી પડ્યું છે, તે સીમમાં પોતાનાં જનાવરોને ચારે છે ને પાકને નુકશાન કરેછે માટે તાકીદે બંદોબસ્ત થવાને મામલતદારને તલાટી તરીકે રીપોર્ટ કરો.

૪ તમારા પાડોશીએ ઘર કરવા માંડ્યું છે, તેમાં તમારી ગજ ૦ાાા જમીન દબાવી છે માટે મામલતદારને અરજ કરો કે આ કામનો ફેંસલો થતાં સુધી આગળ ચાલતું કામ બંધ રહે.

૫ મ્યુનિસિપાલીટીના સેક્રેટરીને અરજ કરો કે ઘર વેરામાં તમારા ઘરની આંકણી રૂ. ૮૦૦) ની કરવામાં આવી છે તેમાં ભૂલ છે માટે જાતે આવીને તપાસી ફરીથી આંકણી કરે.

૬ સરવે નંબર ૩૦૬ ના ખેતરમાં બીલકુલ પાક થતો નથી માટે કુલેકટરને અરજ કરો કે તે નંબર ઉપરથી તમે ખેડ હક ઉઠાવો છો માટે તમારા ખાતામાંથી તે નંબર કમી કરે.

૭ સરવે નંબર ૫૨૯ ની જમીન તમારે ખાતે ચાલે છે તેટલી નથી માટે હિસ્સા માપણી કરવાને તાલુકાના મામલતદારને અરજી આપો.

૮ લોકલબોર્ડના પ્રેસીડેન્ટને અરજ કરો કે તમારૂં ગામ નાનું હોવાથી ગામ તરફથી મદદ થઈ શકે એવું નથી. માટે તેમની તરફથી તમારા ગામનું તળાવ ખોદાવે. તેમાં જણાવવું કે લોકલ ફંડનો લાભ મોટા ગામવાળાને તો મળે છે.



# જાહેર ખબર.

## અમારી તરફથી બહાર પડેલી ચોપડીઓ.

| | કીંમત |
|---|---|
| મુસલમાની વખતનો હિંદુસ્તાનનો ઇતિહાસ. ( આવૃત્તિ આઠમી. ) | ૦—૨—૦ |
| હિંદુસ્તાનની ભૂગોળ. ( નવા ધોરણ પ્રમાણે ) | ૦—૧—૬ |
| મુંબાઇ ઇલાકાની ભૂગોળ. ( નવા ધોરણ પ્રમાણે ) | ૦—૧—૦ |
| કાગળ તથા દસ્તાવેજના નમુના, (નવા ધોરણ પ્રમાણે) | ૦—૧—૬ |

## મળવાનાં ઠેકાણાં.

**અમદાવાદ**—બુકસેલર મોતીલાલ મગનલાલ પાસેથી.

કમીશન દશ ઉપર રાખનારને સાડાબાર ટકા અને પચાશ ઉપર રાખનારને વીશ ટકા. ટપાલ ખર્ચ માફ. નોટપેડ કાગળ લેવામાં આવશે નહિં પોસ્ટની ટીકીટો અગર મનીઓર્ડરથી નાણાં મોકલવાં.

**અમદાવાદ**—ઢાળનીપોળ. } **માણેકલાલ કેશવલાલ.**